# ! હસાહસ. !

## ભાગ ૨ જો.

પ્રગટ કરનાર,

**પુરૂષોત્તમ કહાનજી ગાંધી.**

'સુબોધ પ્રકાશ' 'માસિક સાર સંગ્રહ' અને 'કવિતા વિલાસ'ના એડિટર અને માલિક; 'મિત્રતા વિષે નિબંધ' 'સ્વદેશાભિમાન' 'કંજુસનાં કર્મની કહાણીઓ' વગેરેના રચનાર; 'કાવ્યકૌસ્તુભ' 'સ્વાભાવિક ધર્મ' 'દલપત સતશઈ' 'ચતુરસિંહ પ્રવાસ' અને શંકર દિગ્વિજય વગેરેના પ્રગટ કરનાર.

**લીંબડી—કાઠિયાવાડ.**

સંવત ૧૯૪૪—ઇ. સ. ૧૮૮૮.

**કિંમત છ આના.**

અર્પણ પત્રિકા.

# રા. રા. માણેકચંદ તુળશીભાઈ.

મુખ્ય કાર્યભારી સાહેબ. **સાયલા.**

**મનહર છંદ.**

કીધાં જે જે કામ ધારી હામ આગેવાન થઈ,
તે માંહીં તમામ રીતે નામ નીજ મેળવ્યું;
વિદ્યા તણી વેલીઓને વધારવા વિવેકથી,
પાવા નીત વારી ભલી રીતે ચીત ભેળવ્યું;
પર ઉપકારમાં પ્રાધાન્યપણું પ્રીતે લેવા,
હરઘડી હરખથી હૃદયને હેળવ્યું;
લોકપ્રીય થઈને અપાર લોક થોક માંહીં,
કાર્યભારતણું અલૌકીક કામ કેળવ્યું. ૧
કીરતીમાં વધારો કરવા ઉર કોડ ધારી,
કરતા સુકૃત્ય થૈ આતુર નિજ અંગથી;
કવિ કુળ કુમુદને ખીલાવવા ખંત ધરી,
રહ્યાછો **માણેકચંદ** રોજ એક રંગથી;
સુણી શુભ યશના કથન અતી રસ ભર્યા,
ઉર ઉભરાયું મુજ આનંદ તરંગથી;
મતી અનુસાર અતી મેહેનતથી મેળવેલ,
અરપું છું આપને આ પુસ્તક ઉમંગથી. ૨

**પુરૂષોત્તમ.**

# !!! હસાહસ !!!

## ભાગ ૨ જો.

## ૨૮ જેવું માણસ તેવી કિંમત!

(૧૩૫) એક વખત ઈંગ્લાંડના બીજા વિલિયમ રાજાએ પોતાના ખાસદાર પાસે બૂટની એક જોડ મંગાવી, એટલે ચાકરે લાવીને હાજર કરી. રાજાએ પૂછ્યું કે કેટલી કિંમતની આ જોડ છે? ચાકરે કહ્યું કે, "આઠ આનાની" રાજાએ કહ્યું કે છટ! છટ! એ કાંઈ મારે લાયકની નથી. દુકાનદારને પાછી આપીને સારી જોડ લઈ આવ. ચાકર ત્યાંથી ઉપાડી ગયો, અને એક કલાક પછી તેની તે જોડ લઈને પાછો આવ્યો, અને રાજાની નજરે કરી. રાજાએ પૂછ્યું કે આની શી કિંમત આપવી પડી? ચાકરે હાવકું મોં રાખી પ્રત્યુત્તર આપ્યો કે "દસ રૂપિઆ"

રાજા ખુશી થઈને પહેરી ચાલતો થયો!!

# ૨૯ ચીચાજન.

## અક્કલના દુશ્મન.

( ૧૩૬ ) ગુજરાત પ્રાંતમાં કોઇ એક ઈનામી ગામ હતું. તેમાં બધા વ્હોરા વસતા હતા. તે વ્હોરાઓએ જોયું કે સરકાર બધા ગામમાં જમાબંધી કરેછે પણ આપણે ગામ સરકારની સ્વારી જમાબંધી કરવાને આવતી નથી, એ ઠીક નહીં. એવું વિચારીને બધાએ એક મતે થઈને ઠરાવ કીધો કે આપણે મામલતદાર સાહેબને એ બાબત વિષે અરજી કરવી કે અમારૂં ગામ ઈનામી છે, તે સરકારે મેહેરબાની કરીને ખાલસા કરવું !

મામલતદારને ત્યાં બધું ધાડું ને ધાડું અરજી આપવાને ચાલ્યું. મામલતદાર તેમની આવી બેવકૂફી ભરેલી અરજ સાંભળી ઘણો હસ્યો, અને તેમને સમજાવીને કાઢી મૂક્યા. પછી મામલતદારની સ્વારી તેમના ગામની પાસે આવી ત્યારે તેઓએ એક મોટી અરજી જાડા ફુલ્સકેપના કાગળ ઉપર લખાવીને આપી. આ વખતે પણ તેમની અરજીનો ઇનકાર કરવામાં આવ્યો. એ ઉપરથી તેઓએ એ મામલતદારની નાલાસીની અરજી કલેક્ટરને કરી. કલેકટરે પણ તેમની વિચિત્ર અરજ જોઇને હસીને તેઓને કહાડી મૂક્યા. આથી કરી તેઓ મનમાં ખેદ ધરવા લાગ્યા કે આપણે સરકારની નજરમાં ઘણાજ હલકા છીએ ! તેથી સરકાર આપણું ગામ ખાલસા

કરતી નથી. કેટલાએક મહિના વિત્યા પછી રેવન્યુ કમીસ્નર સાહેબ પધાર્યા, ત્યારે તેઓએ એક મુખત્યાર કરીને કાયદાસર સબબ તથા દલીલો બતાવીને મોટી અરજી કરી. રેવન્યુ કમીસ્નર પણ આ લોકની આવી આતુરતા જોઇને વિસ્મય પામ્યો; અને કલેકટર તથા મામલતદારના કહેવા ઉપરથી ખાતરી કરી કે એ અક્કલના દુસ્મન છે. માટે એ ગામ ખાલસા નહીં કરશું તો તેઓ વારંવાર આપણને નકામી તસ્દી આપ્યા કરશે. માટે હુકમ કર્યો કે આજથી તમારૂં ગામ ખાલસા થઇને સરકારી ગામમાં ગણાશે, અને તમારે દર વીઘે રૂ ૪।। લેખે ગણોત આપવું. આ તેમની મરજી પ્રમાણે કામ ઉતર્યું. તેથી તેઓએ મુખત્યારને સો, બસેં રૂપિઆનો સિરપાવ આપ્યો, તેમજ રેવન્યુ કમીસ્નર સાહેબે તેમની દાદ સાંભળી માટે તેમની યાદદાસ્ત રાખવાને ઉઘરાણું કરીને ગામને પાદર એક તળાવ ગળાવ્યું, અને તેને ફરતી પાળ તથા ચારે બાજુએ ચાર ઓવારા અત્યંત હર્ષથી બંધાવ્યા.

તે ગામમાં **ચીચાજાન** નામનો એક બુઢ્ઢો ઘણો ડાહ્યો ગણાતો હતો. અને જ્યારે કોઇ વાતની સમજણ નહીં પડે ત્યારે બધું ગામ તેને પૂછવા જાય એટલે તેમની શંકાનું નિવારણ થાય !

ગામને પાદર થઇને રાતની વખતે હાથી ગયો હશે, તેના પગલાં ધૂળમાં પડેલાં જોઈને સવારે બધા લોકો વિચારમાં પડ્યા કે આવા મોટા થાળી જેવડા નિશાન શાનાં હશે ?

એકે બીજાને પૂછ્યું, બીજાએ ત્રિજાને પૂછ્યું. એ પ્રમાણે ગામમાં બધા લોકમાં ચરચા ચાલી, પણ તેમાંથી કોઈને કાંઈ સૂઝયું નહીં. પછી તેમાંથી કોઇએ કહ્યું—એ વિષે ચીચાજાનને પૂછશો તો તે તેનો ખુલાસો કરી શકશે. એ ઉપરથી બધું ધાડું જઇને ગામને પાદરે ચીચાજાનને તેડી લાવીને તે બતાવ્યું, અને પૂછ્યું કે—ચીચાજાન, એ કયા હોયગા, મિંયા ? ચાચાજાન કલાકેક વિચાર કરીને બોલ્યા, તુંમ કાસીકું એ સમજ નહીં પડા ? એ તો ચીચાજાનકું તો માલીમ હે તો ! સુણો ભાઈ—

જાણે તો ચીચાજાન જાણે, ઓર ન જાણે કોઈ;
ગલેમેં ચક્કી બાંધ કે, હિરણ કુદા હોઈ !!!

કે ગળામાં ઘંટીનું પડ બાંધેલું હતું, તે સુદ્ધાં હરણ દોડેલું, ને ઘંટીનું પડ ધૂળમાં લાગ્યાથી એ પડ્યાં છે ! કેવા અક્કલના સાગ્રિત ચીચાજાન હશે !!

કોઇએ રસ્તામાં પથ્થરનું પૈડું ( રોલર ) પડેલું દીઠું, ને શું હશે તે એ ભાઇ સમજ્યા નહીં. તેથી તેણે જઇને અહમદભાઇને પૂછ્યું—અહમદભાઇ, એ કયા ? અહમદભાઇએ ઇસ્માલભાઈને પૂછ્યું, અને એમ પાછું આખું ગામ ત્યાં ભેગું થઈ ગયું. પણ કોઇ તેમાં ચતુર નર નહીં નીકળ્યો કે તેમને ઠેકાણે લાવે. પાછા ચીચાજાનને બોલાવ્યા. પછી ચીચાજાન જોઇને બોલ્યા—

બુજે તો ચીચાજાન બુજે, ઓર કયા કેહેની કાંહાંની;

**આકાશમેસે અદ્ધર ગીરી, અલ્લામિયાં કે શુરમાંદાની.**

કે ચીચાજાન તો જાણુતે હે તો, ભાઇ, કે એ આકાશમાંથી અદ્ધર પડી છે, અને એ ખુદાકી શુરમાદાની હે. એટલે કે આપણે માણસો જેવાં નાનાં જીવો પાતળી સળીએ કરીને શુરમો આંજીએ છીએ, તો પરમેશ્વર આપણાથી આટલો મોટો છે, તેને આવી મોટી શુરમાદાની હોય ! અબ તુમ સબ સમજે ભાઇ ?

કાળી પાકી કોઠીઓ અનાજ ભરવાને સારૂ જીલ્લામાં વાપરવામાં આવે છે, તેનું મોં પહોળું હોય છે, અને તળીયું ઘણુંજ નાનું (સાંકડું) હોય છે. એક સમયે એવું બન્યું કે કોઈ લાંબાં ને વાંકાં શિંગડાંવાળી ભેંસે દાણા ખાવાની લાલચે માંહે મોઢું ઘાલ્યું, અને કેટલુંક અનાજ ખાઇ ગઈ. પેટ ભરાયું એટલે માંહેથી મોઢું બહાર કહાડવા ગઈ તો બહાર નીકળે નહીં. એ જોઈ ઘરધણી ઘણો ગભરાયો. આડોસી પાડોસીને બોલાવી લાવીને એ શિંગડાં પેલી કોઠીના કાંઠામાંથી કેમ કાઢવાં તેનો મત માગ્યો. ત્યાં જોવાને બધું ગામ એકઠું થઈ ગયું, પણ કોઈને કાંઈ સૂઝે નહીં: ચીચાજાનને ત્યાં વળી તેડાવ્યા. તેણે જોતાં વેંત હુકમ કરી દીધો કે સબ ક્યા દેખતે હો ? શીર કાટ ડાલોની ! ઔર આપકા મેલે છુટ જાયગા. એ સાંભળતાંજ ભેંસનું ડોકું કાપી નાખ્યું, પણ પેલી કોઠીમાંથી શિંગડાં નીકળ્યાં નહીં; ત્યારે ચીચાજાને કોઠી ફોડવા ફરમાવ્યું. જુવો અક્કલમાં શી મણા !

ભેંસ મારી નાંખી પછી કોડી ફોડવાનું સુઝયું ! !

તે ગામમાં સિરસ્તો હતો કે પરગામથી બરાત આવે તો ચીચાજાનના મકાનમાં ઉતારો આપે. એક સમયે પાસેના ગામની બરાત જતી હશે, ને રાત પડી તેથી ત્યાં મુકામ કરવો પડ્યો. તે બરાતને પેલા ચીચાજાનના મકાનમાં ઉતારી. ચીચાજાન ખુદ દુલા સ્વભાવના હતા તેથી પેલા પરોણાઓને કહી દીધુ કે ભાઈ તુમકુ જે સીધા સામાન ચ- હીયે તો અમેરે નામસે મંગાલો. પીછે તુમ ચીચાજાનકું ફજેત મત કરીઓ." પેલાઓએ સારીપેઠે રાંધીને મનનું મિષ્ટાન બનાવીને ખાધું અને વધ્યું તે ચીચાજાનના બેગં છો- કરાંઓને સારૂ ઘરમાં મોકલાવ્યું. ચીચાજાનના ઘરની સામે નવ ઓરડીની હાર હતી તેમાં રાત્રે મેમાનોને સુવા મોકલ્યા; પછી પોતાના આદમીનો તેમના ઉપર પહેરો મૂક્યો, અને હુકમ આપ્યો કે દેખીઓ ભાઈ કોઈ કોટડી લે મત જાવે.

પેલા મેમાનોએ તો સવારના પહોરમાં ઘડીએક રાત હશે ત્યારનું ચાંપી હાંક્યું; એવી મતલબથી કે ટાઢા પહોરમાં બે ગાઉ જે ગયા તે સારા. ચીચાજાન સાત વાગે ઉઠ્યા ત્યારે પહોરેગીરને પૂછ્યું કે આ સબ કીદરગયે? પહોરેગીરે જવાબ આપ્યો કે " સાબ, એ તો ગએ." ભલા ગીનો તો સહી કોટડીયાં નવ હેકે નહીં ? ઓર એકાદ ચોરાતો નહીં ગએ હોઈગે? તપાસો.

પહોરેગીર પણ શેઠના જેવાજ ઊંધા હતા. નાકાની એક

કોટડીના ઉમરા ઉપર ઉભા રહી એક, બે, ત્રણ, એ પ્રમાણે ગણે તો આઠ થાય; પેલાઓએ વારાફરતી બધાઓએ ગણી પણ આઠની આઠ થાય. પછી જઇને ખબર કરીકે સાબ ઇદરતો આઠ કોટડી હે, નવમી માલમ પડતી નહીં હે! સો સાલે ચોર ગએ હોઇંગે!! ચીચાજાને લાગલાજ તેમની પછવાડે માણસો દોડાવ્યાં અને ત્રણેક ગાઉ ઉપરથી બધાને પાછા પકડી મંગાવ્યા.

પેલા બિચારાઓએ હાંફલા ફાંફલા થઈને ચીચાજાનને પૂછ્યું કે સાબ હમેરા તકશીર કયા હે? અમકુ ઇતના હલાક કાયકું કીયા? ચીચાજાન ગુસ્સામાં આવી બોલ્યા, દેખો તો ખરે! સાલે એક કોટડી ચોરાગયે ઓર પૂછતે હેં, અમેરી તકશીર કયા! કોટડી ઈધર ધરદો; કયા કુછ બાવેકા માલથા? સાલેકું સોનેદીએ સો ચોરગએ. પેલા મેમાનો તરત પામી ગયા કે આ તો તરેહવાર આદમી છે; અને બહુજ શાણા છે!! તેઓએ પેલા પહોરેગીર સાથે બહારથી ઉભા રહીને કોટડી ગણી આપી તો નવ થઇ; પછી પેલા પહોરેગીરે બહારથી ઉભા રહીને ગણી તો નવ થઈ. પહોરેગીરે જઇને ચીચાજાનને કહ્યું કે સાહેબ આપણી કોટડી પુરી થઇ; હવે સાહેબનો હુકમ હોય તો સબકું જાને દઈએ. ચીચાજાન બોલ્યોઃ—"અબી કેસી રખદીઆ; સાલે ખીસ્સેમે ઘાલકર ચોરા ગયાથા." પછી પેલા બિચારાઓને જવાની રજા આપી. પેલાઓને બધો તડકો વેઠવો પડ્યો તેથી

ચીચાજનને ગાળો દેતા જાય; અને આંહી ચીચાજને પોતાની બડાઇની તારીફમાં કાંઇજ બાકી રાખ્યું નહીં !

કુવાની પાસે સરકારી ચોતરો હતો, ત્યાં સરદીને લીધે મચ્છર ઘણા થયા, ને સૌને ઘણાં હેરાન કરવા લાગ્યા તેથી ત્યાં કોઈથી બેસાય નહીં. બપોરે એક દિવસે જ્યારે કચેરી ભરાઈ હશે ત્યારે તેમાંથી કોઈ એક ઉઠયો અને કચેરીને સલામ કરી બોલ્યો:—"આ મચ્છરો ઘણા થયા છે, તે ઓછા થતા નથી માટે આપણે લડાઇ કરી, હરાવીને એ બધાંને હાંકી મૂકવાં, નહીં તો આપણાથી આંહીં રહી શકાશે નહીં." આ દરખાસ્ત સર્વે કોઇએ કબૂલ રાખી અને હથીઆર બાંધીને બધા કુવાના ચાળા ઉપર ગુંચળું વળાઈ ઉભા રહીને અંદર પાણીમાં ડોકીઆં કરે, ત્યારે અભાગીઆ પોતાનો પ્રતિબિંબ પાણીમાં દેખાય છે તે નહીં સમજે તેથી બધા ડર્યા કે દુસ્મનોએ પણ આપણા જેવી ફોજ નીચે તૈયાર કરી રાખી છે, તે આપણા ચાળા પાડે છે, કારણકે આપણે જેમ કરીએ છીએ તેમ તેઓ પણ કરે છે!!

હવે મોટો સદેહ પડયો આ લશ્કર કેમ જીતાય? બધાએ મળીને એવો ઠરાવ કર્યો કે ચીચાજનને આપણે દોરડે બાંધીને તરવાર વગેરે આપીને અંદર ઉતારવા કે એ મિયાં સૌથી કાબેલ છે, તેથી અક્કલથી તેઓનો સંહાર કરશે.

ચીચાજનનો હાથમાં નાગી તલવાર આપીને દોરડાં કમરે બાંધીને નીચે ઉતાર્યા. ચીચાજન કેવા ડાહ્યા કે પોતાનું

માથું પોતાની તલવાર વડે વાઢી નાંખ્યું; પાણીમાં અવળું દેખાય તેમાં ભૂલા પડયા. ઉપરથી ચીચાજાનની બહાદુરીની વાહ! વાહ! થવા લાગી. પછી તેમને ઉપર ખેંચી લીધા ત્યારે એકલું ધડ આવ્યું; તેથી મોટા અચંબો લાગ્યો અને માંહેમાંહે વિમાસવા બેઠા કે "ચીચાજાનકું દાઢી થી કે નહીં થી!" વળી એક જણ બોલી ઉઠયો કે ભાઈ અપનેકું માલુમ નહીં, ચલો બીબીકું જાકે પુછ આઈએ તબ ખુલાસા હોયગા. આખું લસ્કર બીબી પાસે ગયું અને પૂછયું કે બીબી-ચીચાજાનકું દાઢી થી કે નહીં! બીબીજાન બોલી કે "ભાઈ અપનેકું તો માલુમ નહીં હે, પણ ચીચાજાન જબ ખાનેકું બેઠતે તબ બાલ હાલતે થે સહી.

પછી ચીચાજાનને દાટી આવ્યા. મૂરખ લોકોમાં આ પ્રમાણે ડાહ્યા સરદારી ભોગવે છે, અને એવા ડાહ્યાના આખરે આ પ્રમાણે હાલ થાય છે.!!

---

## માબાપ અને છોકરાં.

(૧૩૭) એકવાર ચાર વરસની ઉમરના એક નાના છોકરાને તેની માએ કહ્યું કે—"બેટા, જે લોકો ખરાબ શબ્દો બોલેછે, અને વારેઘડીએ સોગન ખાયછે તે લોકો મરી ગયા પછી સ્વર્ગમાં જઇ શકતાં નથી."

ભોળે છોકરે કહ્યું કે—"ત્યારે તો મારો બાપો સ્વર્ગમાં

જઇ શકશે નહીં, કેમકે તે તો તને ગાળો ભાંડેછે, અને ખોટા સમ ખાયછે."

મા બિચારી શરમાઈ ગઇ ! !

(૧૩૮) **એક મશ્કરો છોકરો** હમેશાં પાડોશીના છોકરાઓ સાથે રમવાને મારામારી કરવામાં ગુંથાએલો રહેતો. તેથી તેના બાપે તેને એકવાર કહ્યું કે "જો ફરીથી હું તને પાડોશીનાં ઘરમાં જોઇશ તો માર્યા વગર મુકીશ નહીં." પણ બીજે દિવસે પાછો ત્યાંજ તે મસ્તી કરતો માલમ પડ્યો એટલે તેનો બાપ તેને પકડવા ગયો એટલામાં તે તરત ઘરની બહાર નિકળી ગયો, અને બાપ તેને મારવા જાય છે એટલે તે તરત બોલી ઉઠ્યો કે "તમે મને નહોતું કહ્યું કે ઘરમાં હોઇશ તો મારીશ. પણ હું તો ઓટલાપર ઉભોછું. ત્યારે મને શામાટે મારવો જોઇએ?"

બાપ હસી પડ્યો, અને તેને માફ કર્યું !

(૧૩૯) એક દિવસે એક પુરૂષે પોતાના પુત્રને કહ્યું કે પાસેની દારૂની દુકાનેથી દારૂનો પ્યાલો ભરી લાવ. તેપરથી છોકરે પૈસા માગ્યા, ત્યારે તેનો બાપ બોલ્યો કે "પૈસા લઇને દારૂનો પ્યાલો ભરી લાવવો એમાં શી નવાઈ? એ તો સૌ કોઈ કરી શકે! પણ વગર પૈસે લાવે તો હું જાણું કે તું ઘણો હોંશિઆર છે." છોકરો બહાર ગયો અને ખાલી પ્યાલો લાવીને પોતાના પિતાની પાસે મુક્યો અને બોલ્યો કે "લ્યો બાપા, પીઓ." ત્યારે તે કહેવા લાગ્યો કે "આમાં તો કાંઇ

દારૂ નથી.” ત્યારે છોકરે કહ્યું કે, “હા, પિતાજી, પ્યાલામાં દારૂ હોય તે પીતાં તો સૌને આવડે છે પણ ખાલી પ્યાલો પીઓ ત્યારે હું જાણું કે તમે હોંશિયાર ખરા!”

(૧૪૦) **“મારી માને સ્વર્ગમાં પહોંચે.”**—એક સ્ત્રી પારિસમાં રહેતી હતી, તે એકવાર દેશાવરમાં ફરવા ગઈ ત્યારે ‘ઇવોની’ નામની માબાપ વગરની એક છોડી કે જે ગરીબ પણ મનહર ચેહેરાની હતી, તેને પોતાની ચાકરીમાં લેતી આવી. પોતાને ઘેર આવ્યા પછી તે સ્ત્રી થોડે મહિને મરણ પામી. તેના પ્રેતને પેટીમાં મૂકવાની પહેલાં એક ઠેકાણે રાખ્યું હતું, ત્યાં ઇવોનીને ચુપચુપ જઇને કફન ઉચકી જલદીથી બહાર પાછી આવતાં એક માણસે જોઇ; તેથી તેને શક ગયો કે મરનારની આંગળીએ એક વીંટી હતી, તે લેવાના વિચારથી તે ત્યાં ગઇ હશે.

અંદર જઇ તપાસતાં માલમ પડ્યું કે વીંટી સલામત હતી, પણ એક ચિઠ્ઠી પેલી ચાદર સાથે ટાંકણી વતી ખોસેલી હતી. એ ચિઠ્ઠી ઉઘાડીને જોયું તો તેમાં નીચે મુજબ લખેલું હતું.

**મારી પરમ માયાળુ માતા.**

એડવર્ડ નામના પુરૂષે મારી સાથે લગન કરવાની આતુરતા જણાવી છે તેથી તે વિષે હું તારી મરજી પુછું છું. તું મારેથી વેગળી છે, તેથી મહેરબાની કરી સ્વપ્નામાં મને મળી એ બાબત વિષે તારી ખુશી અથવા નાખુશી જણાવી જજે. મારી શેઠાણી સ્વર્ગ તરફ આવે છે એ તકનો લાભ લઈને આ પત્રિકા તારા તરફ મોકલી છે.

તારા પવિત્ર નામનું સદૈવ સ્મરણ કરનાર
તારી પ્રિય પુત્રી—**ઇવોની**.

આ ચિઠ્ઠીનું સિરનામું—"**મારી માને સ્વર્ગમાં પહોંચે,**" એમ લખેલું હતું !

(૧૪૧) **એક પુત્ર લડાઈપર** જતાં પોતાના પ્રિય પિતાને કહેવા લાગ્યો કે પિતાજી, તમારે માટે જરૂર હું એક દુશ્મનનું માથું લાવીશ.

**બાપ**:—દિકરા તું **માથાવગર** આવશે તે જોઈ હું ખુશી થઇશ ! પણ તું સહીસલામત આવજે !

(૧૪૨) **છોકરો**:—પિતાજી, હું જ્યારે કંઈજ કરૂં નહીં ત્યારે પણ મેહેતાજી મને મારે વારૂ ?

કદી નહીં દીકરા,

ત્યારે ચાલો કહો કે આજે મેં સરવાળા ન કર્યા તેથી મને માર્યો તેનું શું કારણ ?

( ૧૪૩ ) **બાપ,** પોતાના દીકરાને કહેછે—આવ, મારા નાના કુરકુરીઆ !

**દીકરો**:—પિતાજી કુરકુરીઊં, શું, તે હું કહું ? મોટા કુતરાનું બચ્ચું. કેમ વારૂ ? તો પિતાજી, તમે મોટા કુતરા કે ?

( ૧૪૪ ) **છોકરો**:—( નિશાળેથી દોડતો દોડતો આવીને ) મા, એ મા, આજે મેં અર્થમાં વાંચ્યું કે **નાથ** એટલે વર અથવા ભરથાર; ત્યારે આપણા બળદના નાકમાં નાથ છે તે તેનો વર થાય કે ! હં.

( ૧૪૫ ) **મા:**—આ માખોને પાણીમાં બુડાડી દેવાથી તારા હાથમાં શું આવવાનું છે ? તું ઘણોજ ખરાબ છોકરો છે.

**છોકરો:**—નહીં મા, તમે ભૂલોછો. હું કાંઈ બુડાડતો નથી, પણ આખો દહાડો ઉડવાથી થાકી ગઈ હશે એમ ધારી હું તેમને પાણીમાં ઠંડી કરૂંછું !

( ૧૪૬ ) એક માએ પોતાના દીકરાને શિખામણ દીધી કે બાપુ, જે કામ આજે થઇ શકતું હોય તે કાલ ઉપર મુલતવી રાખવું નહીં, કેમકે મુલતવી રાખવાથી માઠાં ફળ થાયછે.

**દીકરો:**—એ તદન ખરૂં છે. ચાલો ત્યારે મા, મારો બાપો કાલને માટે મીઠાઇ લાવ્યા છે તે આપણે આજેજ ખાઇ લેઈએ, એટલે ઉચાટ મટી જાય ! !

( ૧૪૭ ) ઢાબક બાઇ ગુસ્સે થઈ બોલ્યાં, હરજી, મોહનના હાથમાંથી બરફી ઝુંટાવીને કેમ ખાઈ ગયો, તને હવે ગારવો પડશે.

**હરજી:**—કેમ વારૂ મા, તમે મને કહ્યું હતું કેની કે ભાઈને સઘળાં કામમાં મદદ કરવી. ભાઇને દાંત નથી તેથી તેનાથી બરાબર ચવાતું નથી, એટલાજ માટે મેં એને જરા મદદ કીધી. એમાં મેં ખોટું શું કીધું મા ?

( ૧૪૮ ) **એક ને બે ત્રણ**—એક વિદ્યાર્થી પાઠશાળામાંથી છૂટીની વખતે જ્યારે ઘેર આવ્યો ત્યારે પોતાની હોંશિઆરીની અતિશે બડાઇ હાંકવા લાગ્યો. એક સમયે કોઈ સગાને ત્યાંથી તેને ઘેર બે લાડુ આવ્યા, ત્યારે તે તુરત બોલી ઉઠ્યો

કે—બાપા, કહો તો તર્કશાસ્ત્રની યુક્તિથી અબઘડી આ બે લાડુના ત્રણ લાડુ બનાવી દઊં.

**બાપ:**—બહુ સારૂં; આપણે ત્રણ જણ છીએ, તેથી એમ કરવાથી આપણને બરાબર અનુકુળ આવશે. હવે પંડિત દિકરો એક લાડુ લેઇને બોલ્યો, આ એક—પછી બીજો લેઈને બોલ્યો કે આ બે- અને એક ને બે ત્રણ. બાપે કહ્યું બરાબર. બાપુ, એ ત્રણમાંથી આ એક લાડુ તારા દેખતાં હું ખાઉં છું, આ બીજો રહ્યો તે તારી માના ભાગનો તેને મોકલુંછું, અને બાકી જે ત્રિજો રહ્યો તે તારા ભાગનો તું સુખેથી ખાજે ! કહેવાની કશી જરૂર નથી કે આપણા પોપટ પંડિત વા ખાતાજ મુંગા મંત્ર થઇને બેઠા !

( ૧૪૯ ) એક નાના નિશાળીઆએ પોતાની માને કહ્યું કે- મા મારૂં માથું સખ્ત દુખે છે, અને ગળું પણ સજી આવ્યું છે.

મા કહેછે—વારૂ દીકરા, ત્યારે તો તારે દવા પીવી પડશે.

દીકરો બોલ્યો—મા, દવા લેવાની કશી જરૂર નથી. રોગ તો ખરેખર મને થયેલ છે પણ તે મને કશી પણ ઈજા કરતો નથી ! ! !

( ૧૫૦ ) **કમાઉ દીકરો**—સુંદરજી શેઠે કહ્યું, કુંવરજી લે આ કાગળ ને બે પૈસા ટિકિટને માટે. ટિકિટ ચોડીને એ કાગળ ટપાલની પેટીમાં નાંખજે.

કુંવરજી કાગળ નાંખીને હરખાતો હરખાતો પાછો આવ્યો. અને પોતાના પિતાના હાથમાં બે પૈસા પાછા આપીને

બોલ્યો કે—બાપા, ત્યાં માણસની ભીડ બહુ હતી અને પોસ્ટ માસ્તર કોઇની જોડે વાતે વળગ્યા હતા, તેથી ટિકિટ ચોડયા વગર મેં તે કાગળ છાનોમાનો ટપાલની પેટીમાં નાંખી દીધો !

કેમ ? આ કમાઉ દીકરાએ પોતાના બાપને ઠીક ફાયદો કર્યો કે નહીં ? ! !

( ૧૫૧ ) એક પૈસાદાર પણ લોભી વૃદ્ધ માણસ પોતાના છોકરાને સાથે લઇને વીશીમાં જમવા ગયો હતો. તે માણસે તે છોકરાના કાનમાં કહ્યું કે, બાપુ, આજ અને આવતી કાલને માટે ભેગુંજ ખાઇ લેજે એટલે પંચાત મટે !

છોકરે પૂછ્યું કે, ગઇ કાલનો અને તે પહેલાંનો ભૂખ્યો છું તેનું ખાઉં કે નહીં બાપા ?

---

# ૩૧ બહુરૂપી સસલું.

(૧૫૨) એક ગૃહસ્થે બીજે ગામ પોતાના એક મિત્રને ત્યાં એક સસલું ભેટ આપવા પોતાના એક ગામડીઆ નોકરને મોકલ્યો. રસ્તામાં તે એક ધર્મશાળામાં વિસામો ખાવા ઉતર્યો. ધર્મશાળાના ધણીએ રમૂજ કરવા માટે તેના કંડીઆમાંથી સસલું કાઢીને તેને બદલે એક બિલાડી નાંખી. મુકામસર પહોંચ્યા પછી તેણે પોતાના શેઠના મિત્રને કહ્યું કે "સાહેબ, મારા શેઠે આપને આ સસલું ભેટ મોકલ્યું છે, અને તે કબુલ રાખશો, એમ વિનંતિ કરીછે, એમ કહી તેણે કં

ડીઓ ઉઘાડ્યો, પણ ગરીબ ગામડીઆની મોટી અજાયબી વચ્ચે માંહેથી એક બિલાડી બહાર કૂદી પડી. આથી સામા ગૃહસ્થને ગુસ્સો લાગવાથી તેણે તે ગામડીઆને ગાળો દેઈને ધમકાવી કાઢી મૂક્યો. ગરીબ બિચારા ભોળે ગામડીએ તે બિલાડીને કંડીઆમાં પાછી ઘાલી અને પોતાના શેઠના ઘર ભણી ચાલ્યો. રસ્તામાં પાછો તેજ ધર્મશાળામાં વિસામો ખાવા ઉતર્યો. આ વખતે ધર્મશાળાવાળાએ બિલાડી કાઢી લેઈ તેમાં યુક્તિથી પેલું સસલું પાછું કંડીઆમાં મૂકી દીધું. ગામડીઆભાઈ ઘેર ગયા, ને ક્રોધે ભરાઈને શેઠને કહેવા લાગ્યા કે—"સસલાને બદલે બિલાડી મોકલીને તમે મને નકામી ગાળો ખવરાવી." શેઠે કહ્યું, હેં હેં! બિલાડી કેવી? ભોળે ગામડીએ તરતજ કંડીઓ ઉઘાડયો, પણ બિલાડીને બદલે માંહેથી તો સસલું નીકળ્યું. ત્યારે પછી તેના અચંબાનો પાર રહ્યો નહીં. તે ગભરાઈ જઈને અચકાતાં અચકાતાં બોલ્યો, આ તો કોઇ બહુરૂપી પ્રાણી જણાય છે. તે એક જગ્યાએ બિલાડી થઇ જાય છે અને બીજી જગ્યાએ પાછું સસલું બની જાયછે!

---

# ૩૨ ચીનાઓની અક્કલનો નમુનો.

( ૧૫૩ ) એકવાર લડાઇની વેળાએ એક ચીના સરદારે પોતાના લશ્કરમાં નીચે લખ્યા મુજબ હુકમનામું બહાર પાડ્યું હતું. તેમાં તેર દહાડા સુધી જૂદો જૂદો ખોરાક લેવાને ફરમાવ્યું હતું,

કે જેવી કરીને ઇંગ્રેજી લસ્કરની ઉપર તેનું લસ્કર ફાવી શકે. તેણે જણાવ્યું હતું કે "આ હુકમનામું મેં જાહેર કીધું છે તે દરેક શખ્સે અંતઃકરણથી માનવું જોઇએ. લડાઇ શરૂ થાય તેની આગળ તેરમે દહાડે વાઘના માંસની બનાવેલી જેલી ખાવી કે તેથી કરીને ચીના લશ્કરને વાઘના જેવો ગુસ્સો ચડે અને તેમનો દેખાવ ડરામણો થાય! બાર દહાડા અગાઉ સિંહના કાળજાનાં કવાબ ખાવા કે જેથી માણસોને તે જનાવરના જેવી ધીરજ રહે. અગિયારમે દહાડે સાપનો ઇસ્તુ ખાવો કે જેથી માણસો તે જનાવર જેવા ઠગ થાય. દશમે દહાડે સરડાનો રસ પીવો કે તેથી તે જનાવરની માફક ઘડી ઘડી રંગ બદલી દુશ્મનના લશ્કરને ઠગી શકાય. નવમે દહાડે સોસુવાટનો શેરવો પીવો કે તેથી કરીને દુસ્મનની સામે જમીન ઉપર તેમજ પાણી ઉપર લડી શકાય. આઠમે દિવસે જાગુઅર વાઘનું કાળજું મદિરામાં રાંધીને ખાવું જેથી તે જનાવરની પેઠે જલદીથી અને ગુસ્સામાં દોડી શકાય. સાતમે દહાડે શકરાની મુંડીઓ ખાવી કે તેથી દુસ્મનને ઓળખવાની તે જનાવર જેવી નજર થાય. છટ્ઠે દહાડે જેબરાનાં આંતરડાં ખાવાં કે તેની પેઠે મોટી બૂમ મારી શકાય. પાંચમે દિવસે દરિયાઇ ઘોડાનું મગજ ખાવું કે તેથી દુસ્મન તરફથી આવતી ગોળી અંગમાં પેસી શકે નહીં. ચોથે દહાડે વાંદરાનો ઈસ્તુ ખાવો જેથી કરીને માણસોને તે જનાવરના જેવી ઝડપ આવે. ત્રિજે દિવસે વીંછી ખાવા કે

તેથી તે જનાવરની પેઠે આપણા માણસો જે જખમ કરે તે ઝેરી થાય. બીજે દિવસે એટલે લડાઇ શરૂ થાય તેની એક દહાડો આગળ ચિત્તાના અગ્યાં શેકેલાં શીનાં ખાવાં કે તેથી કરીને તે જનાવરની પેઠે માણસો નિર્દય થાય. લડાઇના દિવસે ચિત્તાનું લોહી પીવું કે તેથી કરીને તે જનાવરની પેઠે દુશ્મનનું લોહી પીનાં આપણાં માણસ પાછું વાળી જુએ નહીં." પછી જ્યારે તે લડાઈમાં ચીના લોકો હારી ગયા તે વખતે તેઓએ એવું બહાનું કાઢ્યું કે એક બબરચીએ દગલબાજી કરીને વાઘ અને ચિત્તાના માંસને બદલે વાછરડાંનું માંસ લસ્કરને ખવરાવ્યું તેથી અમે હારી ગયા. જ્યાં એવી બેવકૂફી ચાલુ હોય ત્યાંના લોક શું બહાદુરી બતાવી શકે ?

---

# ૩૩ હીચકારો પણ રમૂજી.

(૧૫૪) **એક બહાદુર લડવૈઓ!** એક વિજયી સરદારે પોતાના માનીતા સિપાઇને પૂછ્યું. કે—બોલ, આ જીત મેળવવામાં તેં શી મદદ કીધી?

"ઘણી મદદ સાહેબ." તે સિપાઈ બોલ્યો કે—"મેં એક દુશ્મનનો હામૂકો પગજ કાપી નાખ્યો."

કેમ? પગ કેમ કાપ્યો? માથું કાપવું હતુંના?

પણ સાહેબ, તે તો આગળથીજ કોઇએ કાપી નાખેલું હતું!!

# ૩૪ તેરીબી ચૂપને મેરીબી ચૂપ.

(૧૫૫) એક વખત એવું બન્યું કે કોન્સ્ટાન્ટીનોપલ પાસે-ના સારીહિસાર નામના ગામડાના કાજીએ ખૂબ મદ્યપાન કર્યું, અને પછી દ્રાક્ષના માંડવામાં બેભાન થઇને પડ્યો. એ-વામાં એક ખોજો પોતાના મિત્ર સાથે ફરતો ફરતો તે જગ્યા-એ આવી ચડ્યો, અને કાજીની આવી બેભાન સ્થિતિ જો-ઇને તેણે તેનો જબ્બો કાઢી લીધો, અને પોતાના ખભાપર મૂકીને ચાલતો થયો. થોડીવારે કાજી શુદ્ધિમાં આવ્યો ત્યારે પોતાનો જબ્બો ચોરાયેલો માલમ પડ્યો તેથી પોતાના નોકરો-ને બોલાવીને તેની તપાસ કરવાને ચોતરફ મોકલ્યા. તેણે હુકમ કર્યો હતો કે જેની પાસે તે જબ્બો દેખો તેને એકદમ કેદ કરવો. એક નોકરે પેલા ખોજાને પકડી પાડ્યો, અને તેને કાજી પાસે લેઇ ગયા. ઈનસાફની અદાલતમાં કાજીએ તેને પૂછ્યું કે—"આ જબ્બો તું ક્યાંથી લાવ્યો?" તે ખોજાએ સૌ સાંભળે તેમ મોટેથી જવાબ દીધો કે—"આજ સવારે હું મારા એક મિત્રની સાથે ફરતો હતો તેવામાં એક કાજી કે જેને પવિત્ર ન્યાય કરવા નીમ્યો હતો તે પોતેજ છાકટો થઈને બેભાન સ્થિતિમાં એક ખેતરમાં પડ્યો હતો. મારા મિત્રને અતિશય ધિક્કાર ઉત્પન્ન થવાથી તે તેનાપર થૂંક્યો તથા લાત મારી; અને મેં આ જબ્બો ઉપાડી લીધો હવે જો તે જબ્બો આપનોજ હોય તો હું મોટી ખુશીથી પાછો આપવાને તૈયાર

છું." કાજીએ બૂમ મારી કે "નહીં, નહીં, ખોજા એ જબ્બો કાંઇ મારો નથી! મારો જબ્બો તો જૂદીજ જાતનો હતો!!"

(૧૫૬) અગિઆરમા લુઇએ એક પાદરીને રસેલી લગામવાળા સુંદર ઘોડાપર બેઠેલો જોઈને કહ્યું કે—"અગાઉના વખતના પાદરીઓ સાદા સાજવાળા ગધેડા ઉપર બેસતા." પાદરીએ તુરત પ્રત્યુત્તર આપ્યો કે—"રાજાઓ ગોવાળીઆની પેઠે ગાયો અને બકરાં ચરાવતા!!"

(૧૫૭) એક ગૃહસ્થ પાને રમતો હતો, તેની આગળ એક બીજો માણસ પાનાં આગળ મોઢું ઘાલીને ઘણો કંટાળો આપવા લાગ્યો. તે ગૃહસ્થે થોડીવાર સુધી તો સહન કર્યું, પણ આખરે જોયું કે પીડા તો પતતીજ નથી ત્યારે તેણે તપખીરની એક મોટી ચપટી ભરીને પેલા કંટાળો આપનાર માણસના નાકમાં એક આંચકા સહિત ઘૂસાડી દીધી, અને તરત બોલી ઉઠયો કે માફ કરજો સાહેબ, તમે એટલા તો મારી નજદીક હતા કે હું ભૂલમાં તમારા નાકને મારૂં નાક સમજ્યો !!

---

## ૩૫ હસવા સરખા ધારા—વ્હેમ.

(૧૫૮) **પાસિફિક મહાસાગરના ફિજિ દ્વીપુના લોકો** પોતાની દાઢી મૂછને રંગે છે, ત્યાંના રાજા કોડી બે કોડી હજામ રાખેછે. તેઓનું આખા દિવસનું કામ એ કે રાજા સાહેબની દાઢી મૂછનું બરાબર જતન કરવું. એ હજામના

હાથ હજામત સિવાય બીજા કશા કામમાં વાપરવાજ નહીં એવો સખ્ત કાયદો છે! હજામોને ખાવું હોય ત્યારે પોતાના હાથનો ઉપયોગ તેઓ કરી શકતા નથી. બીજા ખવરાવે ત્યારે તેઓ ખાય! રાજાની દાઢીમાં તેલ અને કોયલા લગાડે છે. રાજાના જેવી બીજો કોઈ પાઘડી બાંધે તો તેને મોતની શિક્ષા કરવામાં આવે છે. રાજા દરરોજ હજામત કરાવે છે, અને રાતે પણ પાઘડી પહેરીને સૂવે છે. એ લોકમાં અપરાધીને શિક્ષા કરવી હોય છે, તો હાથનું એક આંગળું કાપી નાખે છે, તેથી ત્યાં પાંચ પાંચ આંગળાંવાળાંની તો મોટી નવાઈ છે! રાજાનો પગ સરી જાય તો આસપાસના સઘળાએ પોતાના પગ છટકાવી દેવા; અથવા જો રાજા તૂટી પડે તો સઘળાઓએ પડી જવું એવો ધારો છે! જે ઘરમાં કોઈ માણસ મરણ પામે તેને દશમે દિવસે તે ઘરના મુખ્ય માણસ સિવાયના બીજા માણસોને ત્યાંની સ્ત્રીઓ કોરડાવતી સખ્ત માર મારેછે! ભોગ બાપડાના!

(૧૫૯) અસલી મિસરવાસીઓ પોતાની કુદરતી દાઢી બોડાવીને કૃત્રિમ–ખોટી બનાવેલી દાઢીઓ બાંધીને ફરતા હતા. પાદશાહી વંશજો જેમ બને તેમ લાંબી દાઢીઓ બાંધતા હતા. દાઢી જેમ લાંબી તેમ શોભા વધારે!

(૧૬૦) **ચીના લોક** એવું માને છે કે ડ્રગન્સ કરીને કોઈ રાક્ષસ છે, તે સૂર્ય અને ચંદ્રને ખાઈ જવાને આવે છે ત્યારે ગ્રહણ થાય છે. એ લોકમાં કોઇ બાળક મરે તો એક કૂત-

રાને મારી નાખીને તેની સાથે દાટે છે. એવા વ્હેમથી કે પેલી દુનિયામાં બચ્ચું ભૂલું ન પડે !!

વળી ત્યાં એવા ચાલ છે કે માબાપ અથવા ભરથારના મરણ માટે જેન કોઇ શોક કરે નહીં તો ત્યાંની સરકાર તેને સાઠ ફટકા બાંધી મારવાની અથવા એક વર્ષ દેશનિકાલની શિક્ષા કરે છે.

(૧૬૧) મેક્સિકોના લોકો એમ ધારે છે કે જ્યારે ચંદ્ર અને સુર્ય એ બન્ને વચ્ચે લડાઈ થાય છે, ત્યારે ગ્રહણ થાય છે. તેથી ગ્રહણને દિવસે એ લોકો ભૂખ્યા રહે છે, અને તેમની બાઇડીઓ પોતાની મેળે પોતાના શરીરને મારે છે, ગાળો દે છે, તથા માથું ફોડી લોહી કાઢે છે !!

(૧૬૨) **છુટા છેડા** કરવાની બ્રહ્મદેશના લોકોમાં નવાઈ જેવી રીત ચાલેછે. છુટા છેડા કરવા સારૂ તેઓ સરકારમાં જતાં નથી, પણ જે ધણી ધણીઆણી એક એકથી નાખુશ હોય તો તેઓ બન્ને અકેકી મીણબત્તી સાથે બાળવા મૂકેછે, અને તે બળી રહે ત્યાં સુધી બોલ્યા વિના બેશી રહેછે, અને જેની બત્તી પેહેલાં બળી જઈને રાખ થઇ જાય તે (પછી તે પુરૂષ હોય કે સ્ત્રી) પોતાનું ઘરબાર, માલ મિલ્કત વગેરે સર્વ, પેલી જેની બત્તી હજી બળ્યા કરતી હોય (તે જીતેલું કહેવાય છે) તેને માટે મૂકી માત્ર અંગપરનાં વસ્ત્રભર ચાલી નીકળે છે!

(૧૬૩) **લીસીઅન લોકોમાં** જ્યારે કોઈના મરણ મા-

ટે શોક પાળવાનો હોય ત્યારે પુરૂષો સ્ત્રીનો પહેરવેશ પહેરેછે!

( ૧૫૪ ) **સાંડવીચના ટાપુમાં** એવો રીવાજ છે કે જે-ઓએ શોક પાળવો હોય તેઓએ પોતાના ચહેરાનો નીચલો ભાગ કાળો કરવો અને તેની સાથે વધારે આશ્ચર્ય કારક એ છે કે તેઓ પોતાનો આગલો દાંત તોડી પાડે છે!

( ૧૫૫ ) **બાઇડીની કિંમત**—આફ્રિકાના જુલુ લોકોમાં જેની પાસે ઘણાં ઢોર હોય તે ઘણો ધનવાન ગણાય છે. જેમ ઘણાં ઢોર હોય તેમ તેનો ધણી ઘણી બાઇડીઓ ખરીદ કરી શકે. જેમ જેને ઘણી બાઇડીઓ તેમ તેને ઘેર ઘણી દીકરીઓ થવાની વકી, અને ઘણી દીકરીઓ હોય તો તેમને વેચીને તે ધણી બીજાં ઢોર લે અને તે ઢોર વેચીને પાછી બીજી બાઇડીઓ ખરીદ કરે. દરેક યુવાન સ્ત્રીને માટે આશરે બાર ઢોર આપવાં પડેછે. પણ જો આ રીતે સ્ત્રી ખરીદ્યા પછી અમૂક મુદતમાં તે વિઆય નહીં તો પેલો જુલુ તે સ્ત્રીને તેના બાપને પાછી આપી આવે, અને તેના બદલામાં આપેલાં ઢોર પાછાં કઢાવી લાવે; એટલુંજ નહીં પણ જો તે ઢોરનાં બચ્ચાંકચ્ચાં થયાં હોય તો તે પણ પાછાં ઘસડી લાવેછે!

( ૧૫૬ ) **તારતર લોકોમાં** પરોણાના કાન તાણવાની રીત ચાલે છે. તેને દારૂ વગેરે પાવામાટે આગ્રહ કરવો હોય તો ઘર ધણીએ પરોણાનો ખૂબ જોરથી કાન તાણ્યા કરવો. એમાં તે મેમાનને મોટું માન આપેલું ગણાયછે ! કાન તાણતાં તાણતાં અંતે થાકીને મેમાન પોતાનું મોઢું ઉઘાડે એટલે સ-

ઘણા ખુશી થાયછે!!

(૧૬૭) **કામશ્ચાટકાના લોકો** પોતાના મેમાનની પાસે ઘુંટણપર પડેછે, તથા તેના મોઢામાં નહીં સમાય એવડી ખાવાની મોટી ચીજ ખોસે છે, તેમાંથી જે ભાગ મોઢાની બહાર વધી પડે તે છરીવડે કાપી લેઈને પોતે ખાઈ જાય છે!!

( ૧૬૮ ) **ગોરડીઆઇ લોકો** -હ્રષ્ટપુષ્ટ માણુસ તરફ એટલી તો અચરતીની નજરથી જોતાં હતાં કે તેઓમાંથી સૌથી -હ્રષ્ટપુષ્ટને રાજ્યની ગાદી ઉપર બેસાડતા હતા!!

---

# ૩૬ મૂરખ મંડળ.

( ૧૬૯ ) એક વખત એક માણસની ઘરમાં આગ લાગી, ને મોટા ભડકા નીકળવા લાગ્યા. ઘરધણી ઉંઘતો હતો તેને જાગૃત કરીને જણાવ્યું કે તારૂં ઘર સળગી જાય છે. ત્યારે તેણે માત્ર "ઉ: ઉ:" કરીને કોર વાળતાં કહ્યું કે— "યારો, તેનો મને શું કંટાળો આપોછો? ઘરની ખટપટમાં હું નથી પડતો. તમારે એ વિષે જે કાંઈ કહેવાનું હોય તે મારી બાઈડીને જઈને કહો!!"

(૧૭૦) **યૉર્કશાયરના એક પાદરીએ** પોતાના એક બીજા ભાઈબંધ પાદરી ઉપર એક વાર લખેલી ચિઠ્ઠીનું આ નીચે ખરેખરૂં ભાષાંત્તર આપ્યુંછે.

"મારા પ્યારા જૉન"

"મારી બાઈડી મરણ પામીછે, અને મારે બીજું ઘણુંજ અગત્યનું કામ છે, માટે તેને ભુમિદાહ કરવાની ક્રિયા કૃપા કરી તમે કરજો. એના બદલામાં જયારે તમારી બાઈડી મરણ પામશે ત્યારે તેનો બદલો મારી ખુશીથી હું વાળી આપીશ, એ ખાતરીથી માનજો."

લી. તમારો સાચો સ્નેહી
વિલીયમ ટરનર.

(૧૭૦) એક માણસે મોચીને ત્યાંથી જોડા ખરીદ કર્યા તેના જોડા વારંવાર ચાંપલા થઈ જતા હતા, તેથી તેણે મોચીને પૂછયું કે, એનો શો ઈલાજ કરવો? મોચીએ બતાવ્યું કે દરરોજ જોડા બદલાવ્યા કરવા. 'વારૂ, ઠીક' કહી તે માણસ ચાલ્યો ગયો. અને બીજે દિવસે વહેલો વહેલો મોચીની દુકાને ગયો, અને પોતાના જોડા ત્યાં મૂકી ત્યાંથી બીજા નવા જોડા ઉપાડીને પહેર્યા ને ચાલતી પકડી. મોચીએ કહ્યું—અરે ભાઈ, પૈસા આપ્યા વિના કયાં ચાલ્યો? તે માણસે કહ્યું, પૈસા! પૈસા શાના? તારે બે મોઢાં લાગે છે કે શું? હજી તો હદ કાલેજ તેં મને કહ્યું હતું કે **"જોડા બદલવા"** તે મુજબ હું તો ફક્ત બદલી જાઉંછું!!

(૧૭૧) અજાણ્યા અને દૂર દેશાવરના કેટલાક વેપારીઓ એક મુસલમાન બાદશાહ આગળ ઘોડા દેખાડવા આવ્યા. બાદશાહે તે ઘોડાઓને ઘણા વખાણ્યા અને તેમને વેચાતા

લીધા. તેમજ બીજા તેવીજ જાતના ઘોડા લાવવાને એક લાખ રૂપિઆ આગળથી રોકડા ગણી આપ્યા.

આ બાદશાહ એક દિવસે ખુશ મિજાજમાં બેઠો હતો ત્યારે તેણે પોતાના પ્રધાનને હુકમ આપ્યો કે આપણા નગરમાં જેટલા મૂરખા હોય તેમના નામની એક ટીપ બનાવીને એક પખવાડીઆ પહેલાં હાજર કરવી. બાદશાહની સૂચના મુજબ એક ટીપ તૈયાર કરી અને તેમાં પાદશાહનું નામ પ્રથમ મૂક્યું!

ટીપપર નજર ફેરવતાં તેમાં પ્રથમ પોતાનુંજ નામ જોઈને બાદશાહ આશ્ચર્ય પામ્યો, અને પ્રધાનને તેનું કારણ પૂછ્યું: ત્યારે તેણે ખુલાસો કર્યો કે જહાંપનાહ, આપે જે માણસોને આગળ કોઇપણ વખતે નજરે દીઠેલા નહીં, તેઓનાં નામ સાંભળેલાં નહીં, તેમજ તેઓનાં વતનની પણ આપને ખબર નથી, તેવા માણસોને તમે કશી પણ જામીનગીરી વગર એક લાખ રૂપિઆની મોટી રકમ ધીરી, ત્યારે આપ જેમ લોકોના તેમજ મૂરખાઓના પણ મોટા બાદશાહ ગણાઓ તેમાં શો સંદેહ? બાદશાહે કહ્યું, વારૂ પ્રધાન, જો તેઓ ઘોડા લઇને પાછા આવે તો? પ્રધાને પ્રત્યુત્તર આપ્યો—અરે જહાંપનાહ, ત્યારે તો આ ટીપમાંથી આપનું નામ કમી કરીને તે જગ્યાએ તેમનાંજ નામ મૂકીશ!!!

( ૧૭૨ ) એક માણસે રસ્તામાં પોતાના એક ઓળખીતાને પૂછ્યું કે—ભાઈ તારે માટે મેં સાંભળ્યું છે કે તું

મરી ગયો તે ખરૂં કે? પેલાએ જવાબ આપ્યો કે—ભાઈ, આ હું તારી સામે જીવતો ઉભોછું ને? ત્યારે તેણે કહ્યું કે—હા, તું એટલો તો જાડો છું કે મારે માનવું કે તું જીવતો છે એ અશકય છે, કારણ કે મને જેણે તારા મરણની ખબર જણાવી હતી તે વિશ્વાસ રાખવા લાયક છે!!!

(૧૭૩) એક વખત એક મોટા માણસે પોતાના નોકરને બકરાં ગણવાં મોકલ્યો. બકરાં વીશ હતાં. જ્યારે તે પાછો આવ્યો ત્યારે શેઠે પૂછ્યું કે, કેટલાં છે? ચાકરે ઉત્તર આપ્યો—સાહેબ, ઓગણીસ તો મેં ગણ્યાં અને વીશમું તો એટલી ઝડપથી દોડી ગયું કે હું તેને ગણી શક્યોજ નહીં!!!

(૧૭૪) એક ગામડાના શેઠે મુંબાઈથી બરફ મગાવ્યો, અને કેટલાએક મિત્રોને જમવા નોતર્યા. તે જમવા બેસે ત્યાં સુધી બરફને હુંફમાં રાખવાને પોતાના ચાકરને કહ્યું. ગરીબ બિચારા ચાકરે બાપ ગોતર બરફ કદી દીઠેલ નહીં, તેથી બરફ હાથમાં લેઈને દોડતો ફરે, અને મનમાં બડબડે કે "મારા હહરાને હુંફ તે કેમ આવતી હોએ!" અંતે ગરમ પાણીનું દેગડું ચુલાપર ઉકળતું હતું, તેમાં બરફનો કકડો નાખી દીધો! જમતી વખતે શેઠે બરફ માગ્યો ત્યારે ચાકર તુરત લેવા દોડ્યો. દેગડામાં જઈને જુએછે તો બરફ ગેબ!!!

(૧૭૫) એકવાર કાલીધના નામની કણબણ પાંચા પ-

ટલ સાથે પરણી ત્યારે તે વીશ વર્ષની અને તેનો ધણી ચાળીસ વર્ષનો હતો. પરણ્યા પહેલાં ધનબાઈને ધાસ્તી લાગી કે પોતાના કરતાં બમણી વયના ધણીને જોઈને લોકો હસશે. તેની એક બેનપણીએ ધીરજ આપી કે એમતો ઘણીએ બાઈડીઓ વીશ વર્ષે મોટા પુરૂષ સાથે પરણે છે, ત્યારે ધનબાઈએ કહ્યું કે—એતો ખરૂં, પણ હું જ્યારે સાઠ વર્ષની થઈશ ત્યારે મારો ધણી ૧૨૦ વર્ષની ઉમરનો થશે ને ! એમ બોલીને કાલીધના ડચકાં ભરવા લાગી ! ! !

( ૧૭૬ ) **ભારે વરસાદનું કારણ**—સને ૧૮૭૮ ની સાલમાં સિંહલદ્વિપમાં ઘણોજ ધોધબંધ વરસાદ પડ્યો હતો. અને તેથી ત્યાં મોટી રેલ આવ્યાથી પાકની ખરાબી થઈ હતી. આ આફતના કારણ વિષે ત્યાંના વતનીઓમાં એવો વિચાર ચાલ્યો હતો કે —આકાશ, ઉધાઇથી ખવાઇ જઈ તેમાં ગાબડાં પડ્યાં હતાં તેથી આકાશ ઉપરનું સઘળું પાણી પૃથ્વીપર ઢોળાઈ ગયું હતું !!

( ૧૭૭ ) એક વખતે એક ગૃહસ્થે પોતાની વાડીમાં કેટલાંક ડુક્કરો પેઠેલાં જોઈને ગુસ્સે થઈને પોતાના ચાકરોને પૂછ્યું કે—કયા ગધ્ધાના આ ડુક્કરો છે ? કયો મૂરખ આમ છૂટાં મૂકે છે ? એક ચાકરે ડુક્કરો સામું જોઇને કહ્યું કે—સાહેબ, એ આપનાંજ છે ! ત્યારે તે ગૃહસ્થે જવાબ વાળ્યો કે—ગમે તેમ હોય, પણ મેં જે એક વખત કહ્યુંછે તે હું કદી ફેરવનાર નથીજ. ! !

( ૧૭૮ ) એક વખત **શિયાળામાં** એક માણસ હું-ડી વટાવવા ગયો. વેપારીએ હુંડી સામું જોઈને કહ્યું કે—એ હુંડીની મુદતને હજુ તો ઘણા દહાડા બાકી છે, માટે વટાવ વધારે પડશે. હુંડી વટાવનાર બોલ્યો કે—પણ મારા મહેરબાન, મુદતને દહાડા ઘણા તો છે, પણ હાલના દહાડા કેટલા ટુંકાછે તે તો કાંઇ હિસાબમાંજ નહીં કે ?!!

( ૧૭૯ ) એક વેળાએ એક ગામડીઓ પથ્થરના બનાવેલા પૂલ ઉપર ચાલતો હતો, તેવામાં એક કૂતરો તેના તરફ ભસવાલાગ્યો. તુરંત તે વાંકો વળ્યો, અને તેને મારવાને એક પથ્થર ઉંચકવા ગયો. પથ્થર એક બીજા સાથે ચણેલા હોવાથી તેનાથી નીકળ્યો નહીં, તે જોઈને તે બોલ્યો—અરે બાપરે ! આ ગામ કેવું ગાંડું હશે ? કે જ્યાં કૂતરાને છૂટા મૂક્યા છે, ને પથ્થરાને બાંધી રાખ્યા છે ! ! !

( ૧૮૦ ) એક માણસ મુસાફરીથી ઘેર આવ્યો ત્યારે તેને કોઈએ પૂછ્યું કે—ભાઈ, પોમ્પીઆઈનું **ખંડેર** તને કેવું લાગ્યું ? "અરે મને તે મુદ્દલ ગમ્યું નહીં. કારણ કે તેના ઉપર કોઈએ જોઈતી મરામત તો કીધીજ નથી ! !

( ૧૮૧ ) એક મૂરખ એક દિવસે પાદરીનું ભાષણ સાંભળવા ગયો. ભાષણકર્ત્તા બોલ્યો કે—ભાઈઓ, ધીમે ધીમે દુનિયામાં આગળ વધો. યાદ રાખજો કે "રૂમ શહેર એક દહાડામાં બંધાઈ રહ્યું નહોતું." પછી આ મૂરખે પોતાના મનથી વિચાર કર્યો કે ત્યારે રૂમ શહેર રાતે બંધાયું હશે ! ! !

# ૩૭ ધણી અને ધણીઆણીઓ.

( ૧૮૨ ) **એક વાર એક ખાંધલીઆ ધણીએ** ઘરમાં આવીને પોતાની સ્રીને કહ્યું કે–" અલી કેમ, જમવાનું તૈયાર છે કે ? કાલનું મેં ખાધું નથી. આજે બે દહાડા થયા અને કાલે ત્રણ થશે તોપણ હજુ તૈયાર નથી ?

આવોજ બનાવ એક દાસીની બાબતમાં બન્યો હતો. એક શેઠાણી આંખો ચોળતી ચોળતી આઠ વાગે ઉઠી, ત્યારે આંગણાંમાં કચરો પડેલો હતો, તે જોઇને પોતાની દાસીને ધમકાવીને બોલી "અલી આજે એક દિવસ, કાલે બે, અને પરમરોજ ત્રણ દિવસ થશે. જો એ પ્રમાણે લગભગ અરધું અઠવાડીયું તો એમ ને એમ ચાલ્યું ગયું અને આંગણાંમાં વાસીદું તો હજી જેમનું તેમ પડેલુંજ છે!!!

( ૧૮૩ ) એક માણસની સ્રી ઘણીજ કદરૂપી હતી, અને તેથી તે તેને દીઠે ડોળે પણ ગમતી નહોતી. એક દિવસે તે સ્રીએ ડાહપણ બતાવવા પોતાના પતિને પૂછ્યું કે—" મારા વ્હાલા, તમારા સગા અને પીછાણવાળા ઘણા પુરૂષો છે, તેમાંથી કોને મોઢું બતાવું અને કોનાથી મોઢું ઢાંકું ? " તેના પતિએ ચીડાઈને પ્રત્યુત્તર આપ્યો કે " મારેથી ઢાંક, અને તને ગમે તેને દેખાડ !"

(૧૮૪) એક બૈરીએ એક દહાડો પોતાના પતિને કહ્યું કે—" વ્હાલા, બાઇડીઓને મોઢેથી જે સઘળું તમે સાંભ-

ઓ. તે તમામ તમારે ખરૂં માનવું નહીં." "નહીંજ તો વ્હાલી, ને તેમાં તારે મોઢેથી સાંભળેલું તો બીલકુલજ નહીં !!!"

( ૧૮૫ ) **મોતને બીછાને પડેલા એક માણસે** પોતાની વ્હાલી પત્નિને પોતાની પાસે બોલાવીને કહ્યું કે—"જોની પ્યારી, હું મરી જાઉં કેની, તો આપણા ઘરમાં આપણો ચાકર છે તેની સાથેજ તું લગ્ન કરજે. સ્ત્રી પોતાની આંખમાં આંસુ લાવીને બોલી કે—ઓ મારા હેતના કટકા ! તમે એ વિષે કાંઇ પણ ફિકર–ચિંતા રાખશો નહીં, કેમકે એ વિષે મેં આગળથીજ ઠર ઠરાવ કરી રાખ્યો છે !!!"

( ૧૮૬ ) એક દિવસે એક મશ્કરા ધણીએ પોતાની બૈરીને પૂછ્યું કે—"સ્ત્રી અને પુરૂષ એ બેમાં કોની અક્કલ વધારે હશે ?" અલબત તે ધણીએ ધાર્યું હતું કે પુરૂષની અક્કલ વિશેષ હોય છે એમ પોતાની પત્નિ કબૂલ કરશે. પણ તેથી વિરૂદ્ધ, તે સ્ત્રીએ ઉત્તર આપ્યો કે—"સ્ત્રીની અક્કલ અધિક હોય છે એમાં શું શક ?" એ પરથી તે ધણી બોલી ઉઠયો કે—"સાચે સાચું. હવે એમાં મને કશો શક રહ્યો નથી; કેમકે બાઇડી પસંદ કરવામાં મેં જેટલું ડાહપણ વાપર્યું છે, તેના કરતાં પતિ પસંદ કરવામાં તેં સો ગણું વિશેષ ડાહપણ ખરચ્યું છે, માટે તું કહે છે તે બરાબર છે !"

( ૧૮૭ ) અમેરિકામાં એક આદમી એક ટેકરી ઉપરી

સાથે પરણ્યો હતો. સ્ત્રી પુરૂષ બન્ને એક ઘરમાં રહેતાં હતાં, તેમજ બન્ને સાથે જમતાં હતાં, એમ છતાં અચંબા સરખી એ વાત હતી કે આઠ વર્ષ વીતી ગયાં છતાં તેઓ એક બીજા સાથે બીલકુલ બોલ્યાં નહોતાં.

તપાસ કરતાં માલુમ પડયું કે તેઓ બન્નેમાં એવી સમજણ હતી કે જે પહેલું બોલાવે તે હલકું-નીચું ઠરે! ત્યારે પહેલ કરીને હલકું કોણ ઠરે! બન્નેને પોતાનો ટેક વ્હાલો હતો!

( ૧૮૮ ) **એક બૈરીમારૂએ** એક દિવસે પોતાની બૈરીને કહ્યું કે—"તું અને હું મળીને આપણે એકજ છીએ." બૈરીએ પૂછયું કે "શી રીતે?" પુરૂષે પ્રત્યુત્તર આપ્યો કે—"શી રીતે," કેમ વળી? "જ્યારે હું તને માર મારૂછું, ત્યારે અરધો તને વાગે છે અને અરધો મને વાગે છે! તેથી જાણે અરધી તું અને અરધો હું મળીને આપણે એકજ છીએ!"

( ૧૮૯ ) **પતિ:**—"મારી પ્યારી, મેં આપણો મોટો કૂતરો આજે વેચી નાખ્યો." **પત્નિ—એ ઘણુંજ રૂડું** કીધું મારા વ્હાલા, એવાં હલકાં પ્રાણીને શું કરવાં? મને તો કૂતરા જોવા પણ ગમતા નથી. **પતિ:—અરે** સાંભળ તો ખરી. આપણા કૂતરાના સામટા ત્રીશ રૂપિઆ ઉપજ્યા, અને તેનો મેં નવો વેપાર કીધો, હા! હા! આપણે ત્રણ ત્રણ રૂપિઆનાં નાનાં નાનાં દશ કુરકુરીઆં ખરીધાં!!

(૧૯૦) **એક ચીની** પોતાના કંથની કબરને પવન નાખતી હતી, તે જોઈને રસ્તે જનારાઓ તેને મહા પતિવ્રતા સતિ ધારવા લાગ્યા, તેમાંથી એક જણે તેની પાસે જઈને પૂછ્યું કે—તું આ પ્રમાણે શા વાસ્તે કરેછે? !! ત્યારે તેણે જવાબ આપ્યો કે—"મારો ધણી મને હુકમ કરી ગયો છે કે જ્યાં સુધી મારી કબરનો એક પણ પથ્થર ભીનો હોય ત્યાં સુધી તારે બીજો ધણી કરવો નહી.!!"

(૧૯૧) એક માણસે પોતાના મિત્રને પૂછ્યું કે—યાર, તારે અને તારી સ્ત્રીને બનતું નથી તેનું કારણ શું? પેલે મિત્રે પ્રત્યુત્તર આપ્યો "કારણ કે અમે બન્ને એકજ મતના છીએ."

પૂછનારે ફરી પ્રશ્ન કર્યો—"એ કાંઇ મારાથી સમજાતું નથી. તમારા બોલવામાં કાંઈ ભેદ જણાય છે. જો બન્ને એકજ મતના હોય ત્યારે તો ખૂબ બનવું જોઈએ."

પેલા મિત્રે ખુલાસો કર્યો કે—એકજ મતના તે એવી રીતે કે "હું ઘરમાં ધણીરણી થવા માગુંછું, અને એ પણ ઘરમાં ધણીરણી થવા માગે છે!"

(૧૯૨) **એક કુમારિકાએ કહ્યું કે—**વ્હાલા વનમાળી, જો આપણને ખાવા રોટલી અને પીવા પાણી મળે એમ હોય તોપણ હું તારી સાથે પરણવાને પરમ ખુશી છું. વ્હાલા વનમાળીએ જવાબ વાળ્યો કે જો તું ફક્ત રોટલી પૂરી પાડે તો પાણી તો ગમે ત્યાંથી—રખડી રઝળીને પણ

પૂરૂં પાડવાની મને પક્કી હિંમત છે !"

( ૧૮૩ ) **એક દારૂડીઆને બે બૈરી હતી.** દારૂની ધુનમાં ઘણી વાર તે તેઓનાં હાડકાં રંગી નાંખતો હતો. વાંક, વગર વાંકની તે પરવા ધરતો નહોતો. એક દિવસે પીઠામાંથી ખુબ પીને મોડી રાતે ઘેર આવ્યો. પ્રથમ તે જૂની સ્ત્રીના શયનગ્રહમાં ગયો અને જોયું કે તે ઉંઘતી હતી ત્યારે તેને બે ચાર લપડાક લગાવીને બોલ્યો કે "રાંડ, નહોતી જાણતી કે હું હજી આવવાનો છું? "એમ કહી નવીના ઓરડામાં ગયો ત્યારે ત્યાં દીવો બળતો હતો અને તે જાગતી હતી. તે જોઈને છાકટે ભૂંડી ગાળો ભાંડીને કહ્યું કે– મફતનું તેલ બેઠી બેઠી શા વાસ્તે બાળતી હતી ? દીવો ઓલવી નાંખીને ઘોંટાઇ કેમ ન ગઈ ?"

( ૧૮૪) **શું શોધે છે?** એક માણસ કાંઈ કારણસર પોતાની પત્નિની ઉપર ઘણોજ રીસે ભરાયો અને તેથી તેણે એવો ઠરાવ કર્યો કે 'હવે એ બૈરીની સાથે કદી બોલવુંજ નહીં' તે ઠરાવ મુજબ ઘણી મુદત સુધી તે તેની સાથે બીલકુલ બોલ્યોજ નહીં. એક રાતે તે કાનમાં પુમડાં ખોસીને સૂતો હતો, તે એવા વિચારથી કે પોતાની સ્ત્રી કાંઇ બોલે તે સાંભળવું પણ નહીં; એટલામાં તે બાઈ ઉઠી અને દીવો લઈને સઘળું જોવા લાગી. આમ જોઇ રહીને તેમ જુએ, અને તેમ જોઈ રહીને આમ જુએ. એ પ્રમાણે કાંઇ અતિ અગત્યની ચીજ ખોળતી હોય તેમ ઢોંગ

કર્યો. તે જોઈને પેલો ધણી પથારીમાં બેઠો થયો, અને વિચાર કર્યો કે હમણાં તે સૂઈ જશે, પણ પેલીના શોધનો કાંઇ છેડો આવ્યો નહીં; ત્યારે અંતે કંટાળીને તે બૈરીને તેણે પૂછયું કે—" શું શોધે છે? ક્યારની તું આમથી તેમ ને તેમથી આમ શું જોયા કરે છે?"

તે બાઇએ તત્કાળ જવાબ આપ્યો કે—" મારા વ્હાલા, તમારી જીભ બે ચાર મહિના થયાં ખોવાઇ ગઇ હતી, તે શોધતી હતી. સારે ભાગ્યે આજે તે મને જડી ગઈ છે! તમે શા વાસ્તે મારી સાથે રૂસણાં લીધાં છે?

આ વાતચીત થયા પછી તેઓ વચ્ચે પાછી સલાહ થઈ ગઇ !!

———:*:———

# ૩૮ હાજર જવાબી સાક્ષીઓ અને બંધીવાનો.

(૧૯૫) સારજંટ ડેવી નામનો ઈંગ્લાંડનો એક પ્રખ્યાત બારીસ્ટર થઈ ગયોછે. બારીસ્ટર થવા પહેલાં તે ગાંધીનો ધંધો કરતો હતો, અને તે ધંધામાં એક વાર તેણે દીવાળું કાઢયું હતું. એક દિવસે અણધારેલી રીતે ભર કોરટમાં તેને તેની યાદ આપવામાં આવી હતી. તે એક વાર એક વૃદ્ધ સ્ત્રીને ઉલટપાલટ તપાસતો હતો. ઘણા વર્ષપર બનેલા એક બનાવનો દિવસ તે સ્ત્રી ખાતરીથી જણાવતી હતી.

પણ ડેવી તેપર વિશ્વાસ રાખવાને ના પાડતો હતો. તેણે તેને પૂછ્યું કે "ઘણા વર્ષ ઉપર બનેલા એક બનાવનો દિવસ તમને શી રીતે બરાબર યાદ રહી શકયો ?" તે બોલી કે— "એક જાણવા જોગ બનાવ તે દિવસે બનવાથી તે મને ચોક્કસ યાદ રહ્યો છે. અમારા ગામનો ગાંધી મિ૦ ડેવી, તે દિવસે દુકાન બંધ કરીને નાશી ગયો હતો." આંહી જડજે વચ્ચે પડીને કહ્યું—"મિ૦ ડેવી, આ સાક્ષીની યાદદાસ્તનો બીજો પુરાવો માગવાની તમે જરૂર જોતા નહીં હો."

અલબત, ડેવીએ અખાડા કરવામાંજ ડાહેપણ જોયું ! !

(૧૯૬) અમેરિકામાં એક બારીસ્ટર સાક્ષીઓને ઉલટ પાલટ તપાસવામાં ઘણો હોંશિઆર ગણાતો હતો. એક મોચીએ પોતાની ચાકરડીપર ચોરીનો અપરાધ મેલ્યો હતો. બારીસ્ટરે મોચીને પૂછ્યું કે—"સાહેબ, તમે એમ કહોછો કે તમારી ચાકરડી ચોર છે ?" "હા સાહેબ, કારણ કે તે મારી આગળ કબૂલ થઈ હતી." "અને તમે સોગન ખાઇને કહોછો કે તમારી આગળ તેણે પોતાનો અપરાધ કબૂલ કર્યા છતાં તમે તેને તમારી નોકરીમાં રાખી ?" "હા, સાહેબ," "ત્યારે તમે એવું કહેવા માગોછો કે ચોર લોક સાથે તમે જાણી જોઈને કામ પાડવા માગોછો ?" "અલબત, નહીં તો અમને ધારાની સલાહ કોણ આપે ?"

બારીસ્ટરે પછી પોતાની તપાસ એટલેથીજ બંધ રાખી !

(૧૯૭) એક ગધેડો ચોરવાના વાંક માટે એક માણસની

તપાસ ચાલતી હતી. તહોમતદારનો બચાવ કરતાં **મીસિંગ** નામનો બારીસ્ટર સાક્ષીઓને બહુ બારીકીથી ઉલટ પાલટ તપાસતો હતો. મુકદ્દમાનો બનાવ એ હતો કે ફરિયાદી, ગધેડાને દરવાજા સાથે બાંધીને બહાર ગયો હતો, અને પાછો ફરતાં તે તેને ચોરાઈ ગયેલો માલમ પડ્યો.

"શું ત્યારે તું એમજ કહેવા માગેછે" કે **મીસિંગે** એક સાક્ષીને પૂછ્યું કે ગધેડો ચોરવામાંજ આવ્યો હતો ?"

સાક્ષીએ ખીજવાઇને કહ્યું કે "**મારો ગધેડો મીસિંગ થયો હતો** !" (ખોવાઈ ગયો હતો.)

બારીસ્ટરના નામ સાથે આ નાપસંદ જનાવરનું જોડાણ થવાથી કોરટમાં હસાહસ થઈ રહી !

(૧૯૮) **માજિસ્ટ્રેટઃ**—બંધવા, તારે પોલીસ જમાદાર વિશે શું ફરિયાદ કરવી છે ?

બંધવોઃ—સાહેબ, મારી એટલીજ ફરિયાદ છે કે એણે મને એકદમ આવીને પકડ્યો અને મારા કામમાં હરકત કીધી ! !

(૧૯૯) **જડજઃ**—એકવાર એક ચીડાળ જડજે કોર્ટમાં એક વૃદ્ધ પુરૂષને કહ્યું કે "જો તમે વધારે વાર ઉધરસ ખાશો તો હું તમને એક હજાર રૂપિઆનો દંડ કરીશ."

તે વૃદ્ધ પુરૂષે ગંભિરાઇથી જવાબ આપ્યો કે "જો તમો નામદાર મારી ઉધરસ બંધ કરશો તો હું તમને બે હજાર રૂપિઆ આપીશ!"

(૨૦૦) **જડજ:**—"ત્યારે તમે એમ કહેવા માગોછો ? કે પ્રતિવાદી પાસે જે રૂમાલ છે તે તમારોજ ચોરાયો છે ?" વાદી:—"હા, સાહેબ." જડજ:—"પણ ત્યારે હવે જુઓ, આ મારા ગજવામાં પણ એવોજ (કુમાસમાં, રંગમાં, કદમાં) મળતો રૂમાલ છે તેનું કેમ ?"

વાદી:—ત્યારે સાહેબ, મારા બે રૂમાલ ચોરાયા હશે !!!

(૨૦૧) **એકવાર** લંડનની એક કોર્ટમાં ફોજદારી મુકદ્દમાની તપાસ ચાલતી હતી, અને તેમાં ફરિઆદીના સાક્ષી તરીકે એક દાક્તર હતો. દાક્તરની ઉલટપાલટ તપાસમાં સામી તરફના બારિસ્ટરે તેની ઠેકડી કરવાના ઈરાદાથી તેને પૂછ્યું કે—"દાક્તર સાહેબ, તમારી કાબેલીઅતના બળથી કેટલાં દરદીઓ જમીનથી છ ફીટ નીચે જઈ પડ્યાં છે ? (અર્થાત્ મરણ પામ્યાં છે ?) તે તમે કહી શકશો ?

**દાક્તર:**—( હું દિલગીર છું કે "તમારા સવાલનો નક્કી જવાબ દઈ શકતો નથી પણ અટકળે હું કહી શકું છું કે જેટલાં તમારાં ગ્રાહકો તમારી વખાણવા લાયક શક્તિના પ્રતાપે જમીનથી છ ફીટ ઊંચે લટકતાં થયાંછે (ફાંસીએ ગયાં છે) તેટલાંજ મારે હાથે જમીનથી છ ફીટ નીચે જઈ પડ્યાં હશે !!

આ જવાબથી સામી તરફનો બારિસ્ટર ચૂપ થઇ ગયો, અને દાક્તરની જૂબાની પૂરી થએલી જણાવી.

(૨૦૨) **એક વૃદ્ધ સ્રીની ઉલટપાલટ તપાસ**—ચ-

લાવતાં એક માણસના દેખાવ વિષે તે સ્ત્રીને ગુંચવણમાં નાખવા માટે એક બારિસ્ટરે તેને તેના ચેહેરા તથા કદનું યથાસ્થિત વર્ણન કરવા કહ્યું. તે ઉપરથી તે સ્ત્રી બોલીકે– "તેનું કદ તમારા જેવુંજ ઠીંગણું, અને બેડોળ હતું. નાક ઊંચે ચડી ગયેલું બરાબર તમારાજ જેવું હતું. તેની આંખ બરાબર તમારા જેવીજ બાડી હતી; અને–"અહીં બારિસ્ટરનું માથું પાકી આવ્યું જેથી તેને આગળ બોલતી અટકાવી અને તેની ઉલટપાલટ તપાસ પૂરી થએલી જણાવી.

(૨૦૩) **મારામારીના એક કામમાં**—એક તીખા સ્વભાવના વકીલે સાક્ષીને પૂછ્યું કે તે હુમલો થયો ત્યારે તું કેટલે દૂર હતો?

**સાક્ષી**:—પાંચ ફીટ અને સાડાચાર ઈંચ.

**વકીલ**:—એટલો બધો યથાસ્થિત જવાબ દેવાને તું કેમ શકિતવાન થયો?

**સાક્ષી**:—હું આગળથીજ જાણતો હતો કે મને કોઈ મૂર્ખો આવો પ્રશ્ન પૂછશે એટલા માટે મેં આગળથીજ ચેતીને અંતર બરાબર ભરી રાખેલ હતું!

(૨૦૪) બીલી બર્ટન નામે એક હસમુખા અમેરિકન નાટકકારની એક વેળા ઉલટપાલટ તપાસ ચાલતી હતી. તેના હાથમાંનાં નાણાંનું તેણે કરેલા ખર્ચ વિષે સામી તરફનો ધારાનો હિમાયતી તેને સવાલો પૂછતો હતો. સઘળી રકમ વિષે તેણે બરાબર જવાબ આપ્યા, પણ ત્રીશ હજાર

રૂપિઆની એક રકમ વિષે તે બરાબર ખુલાસો આપતો નહોતો. પેલા વકીલે આથી ચીડાઇને તેને લગાર તોછડાઇથી પૂછ્યું, "પણ બીજા ત્રીશ હજાર રૂપિઆનું શું થયું? બર્ટને ગંભીર ચેહેરે ઉત્તર આપ્યો કે "સાહેબ, એ રકમ તો વકીલો ખાઇ ગયા!" એથી કોર્ટમાં હસાહસ થઇ રહી અને બર્ટનની ઉલટપાલટ તપાસ પૂરી થઇ.

(૨૦૫) **વકીલ:**—સાક્ષી, તમે મહોલ્લાની કયી બાજુએ રહો છો?

**સાક્ષી:**—બન્ને!

**વકીલ:**—બન્ને! એ શું બકો છો?

**સાક્ષી:**—ખરી વાત છે, સાહેબ. તમે એક નાકેથી જાઓ તો જમણી બાજુએ, અને બીજે નાકેથી પાછા ફરો તો ડાબી બાજુએ!

(૨૦૬) **વકીલ:**—પણ એ દાદર ઉપરથી કયા તરફ જવાનું હતું?

**સાક્ષી:**—તે તો તમે જ્યાં ઉભા હો, તે ઉપર આધાર રાખે છે. જો તમે હેઠળ ઉભા હો તો દાદર પરથી ઉપર જવાય, પણ જો તમે માળપર હો તો દાદરપરથી નીચે અવાય!

(૨૦૭) **એક સાક્ષીને ઉલટપાલટ તપાસતાં**—તહોમતદાર તરફના ધારાના હિમાયતીએ એક સાક્ષીને સખ્ત તાકીદ કરી હતી કે બધવાની નજર સામે બનેલા બનાવો સિવાય બીજી કોઇ વાત તેણે કોર્ટમાં જણાવવી નહીં.

એવી તાકીદ કરીને આગળ ચાલતાં બારિસ્ટરે પૂછ્યું કે— "તમને કેટલીવાર દેશનિકાલની શિક્ષા થઇ હતી?"

**સાક્ષીઃ**—એ પ્રશ્નનો ઉત્તર હું તમને આપી શકતો નથી. કેમકે એ બનાવો બંધવાની હાજરીમાં બન્યા નહોતા!!

(૨૦૮) **ન્યાયાધિશઃ**—બાઈ, તમારી ઉમર કેટલી છે?

**બાઇઃ**—૩૨ વર્ષ, સાહેબ.

**ન્યાયાધિશઃ**—ભલી સ્ત્રી, ત્રણ વર્ષ પહેલાં પણ તમે તેટલીજ ઉમર આ કૉર્ટમાં લખાવી હતી એવું મને યાદ છે.

**બાઇઃ**—"એ તદન ખરૂં છે, મારા મેહેરબાન; બીજાઓની પેઠે વખતો વખત ફરતું ફરતું બોલું એવી હું કાંઈ નથી!" ખરેજ એક વચની સ્ત્રી!

(૨૦૯) **ન્યાયાધિશઃ**—(આયરિશ બંધવાને) તું અપરાધી છે કે નિરપરાધી?

**બંધવોઃ**—સાક્ષીઓ શું કહેછે તે મને પ્રથમ સાંભળવા દો; પછી હું કહું!

(૨૧૦) થોડા વર્ષની વાત ઉપર મુંબઇના એક જાણીતા તબેલાવાળાએ પોતાનો એક ઘોડો એક દિવસે એક બીજા પુરૂષને ભાડે આપ્યો. માઠાં ભાગ્યે ઘોડો આજારી પડીને તેજ દિવસે મરણ પામ્યો. ઘોડાના ધણીએ ભાડે લેનાર ધણીપર ઘોડો ખૂબ જોરથી હાંકીને મારી નાખવા માટે નુકશાનીની ફરિયાદી માંડી. પ્રતિવાદી તરફના એક સાક્ષીને ન્યાયાધિશે પૂછ્યું કે—"તમે પ્રતિવાદીને ઓળખોછો?

**સાક્ષી:**—હા, સાહેબ.

**ન્યાયાધિશ:**—પ્રતિવાદીને તમે કેટલાં વર્ષ થયાં ઓ-ળખો છો?

**સાક્ષી**—૩ વર્ષ થયાં.

**ન્યાયાધિશ:**—વારૂ ત્યારે કહો કે એને ઘોડા ધીમે કે ઉતાવળે હાંકવાની ટેવ છે?

**સાક્ષી:**—સાહેબ, પ્રતિવાદી જો કોઇ જલદી હાંકનારા ગ્રહસ્થો સાથે ફરવા જાય અને પછવાડે રહી જવાની પોતા-ની ખુશી ન હોય તો પોતે પણ પોતાનો ઘોડો જલદી હાંકે પણ જો બીજાઓને ઉતાવળ નહીં હોય તેમજ પોતાની આગળ નીકળી જવાની ખુશી નહીં હોય તો પોતે પણ ધીમે હાંકે.

**ન્યાયાધિશ:**—( ગુસ્સામાં આવી જઇને ) તમે જવાબ ઉડાવવાની ઘણીએ કોશિશ કરોછો પણ સાહેબ તમે ફાવ-વાના નથી. પ્રતિવાદી બીજા ગૃહસ્થોની સાથે હોય ત્યારે ઘોડો કેમ હાંકેછે તે તો તમે કહ્યું પણ હવે કહો કે તે એ-કલો હોય છે ત્યારે કેમ હાંકે છે?

**સાક્ષી:**—( થંડે પેટે ) સાહેબ, પ્રતિવાદી એકલો હોય ત્યારે મેં તેને કદી જોયો નથી માટે તમારા સવાલનો જ-વાબ આપવાને અશક્ત છું!!!



# ૩૯ લુચ્ચાઓના પીર.

( ૨૧૧ ) ઑક્સફર્ડની મોટી પાઠશાળાના ચાર વિદ્યાર્થિઓ એક દિવસે બહાર ફરવા ગયા હતા, તેવામાં તેઓની નજરે એક કુંભાર પડ્યો, જે પોતાના હાથમાં ગધેડાની લગામ પકડી રસ્તાપર પડ્યો પડ્યો ઉંઘતો હતો.

એક વિદ્યાર્થિ બોલ્યો કે—ભાઈઓ, આપણી પાસે પૈસાનાં સાંસાં છે. માટે મને જો જરાક મદદ કરો તો હમણાં બધાનાં ગજવાં તાજાં કરી દઉં. તમામે હા કહી, ત્યારે પેલાએ કહ્યું કે કાલે ફલાણે ઠેકાણે મેળો ભરાવાનો છે, ત્યાં જઇને તમે આ ગધેડાને વેચી નાખજો, અને આ ગધેડાની ખોગીર તથા તેની લગામ મને પહેરાવો. પછી હું છું અને કુંભાર છે. ગધેડાને લેઇ ત્રણે જણ ચાલતા થયા અને પેલો લુચ્ચો વિદ્યાર્થિ ગધેડાનો સામાન પહેરી કુંભારની આગળ પડી રહ્યો. થોડી વારે પેલો કુંભાર જાગૃત થયો ત્યારે પેલો વિદ્યાર્થિ બોલ્યો કે—પરમેશ્વર પ્રિતે મારા મોઢામાંથી લગામ કાઢો, અને મને છૂટો મેલો ! પેલા કુંભારે ગભરાઈને પૂછ્યું કે " કેમરે, તું કોણ છે ? " પેલો લુચ્ચાઓનો પીર બોલ્યો કે—" મારો બાપ એક જાદુગર છે, તેની સામે મારાથી બોલાઈ જવાથી તેણે મને ગધેડો બનાવી નાખ્યો હતો; પણ હમણા તેને દયા આવવાથી મને પાછો માણસનો અવતાર આપ્યો છે, તેથી તમે મને

જો મારે ઘેર જવા દેશો તો હું તમારો ઘણોજ ઉપકારી થઇશ." પેલા કુંભારે કહ્યું કે—"જા, જા, જા. તું તારે માર્ગે જા. જાદુની સામે આપણાથી કાંઇ થઇ શકે નહીં. તારો બાપ વખતે મને પણ ગધેડો કરી મૂકે તો મારાં બાઇડી છોકરાં ભૂખે મરે!" જેવો આ ખધો છોકરો છુટ્યો તેવોજ પોતાના મિત્રો જેઓ ગધેડાને વેચી તેના પૈસાથી મોજ મારતા હતા તેઓની પાસે તે મોં મલકાવતો ગયો.

પેલો કુંભાર એક બીજો ગધેડો લેવા યાત્રામાં ગયો, અને ત્યાં તેણે પોતાનોજ ગધેડો જોયો. તેની પાસે જઈને કુંભાર બોલ્યો કે "કેમ, અરે મૂરખા, તારી ચાલ સીધી ન થઈ? વળી શા વાસ્તે તારા જાદુગર બાપ સાથે લડ્યો? હવે મને મફત મળે તોપણ તને કદી રાખું નહીં! એમ કહીને ત્યાંથી તે ચાલ્યો ગયો.

(૨૧૨) **વાણિઆગત**—અસલના વખતમાં એક મુસલમાની દેશી રાજ્યમાં એક માણસને ચોરી કરવાના વાંકને માટે તે રાજ્યના સિરસ્તા મુજબ તે માણસના હાથનાં કાંડાં કાપવાની શિક્ષા કરવામાં આવી. તે વખતે એક વાણિઓ કારભારી આવ્યો. તેને પણ પેલા ચોરે એક વખત દગો દીધો હતો તેથી તે વાણિઓ તેનાપર દયા (!!!) લાવીને કાંડાં કાપનારાઓને કહેવા લાગ્યો કે "અરે કોઠામાં જરા તો દયા રાખો! હાથ કાપશો તો બાપડો ખાશે શેણે? માટે માત્ર માથુંજ કાપોને! એટલે બાપડો સુખચેનથી ખાય તો ખરો!

વાણિયા કારભારીની દયાળુ સલાહથી ફક્ત માથુંજ છૂટું કરી દીધું !

(૨૧૩) **એક અજાણ્યો મુસાફર**—નદીમાં હોડી નાખી બીજે કિનારે આવતો હતો, તેને એક જણ સામે મળ્યો, તેણે પૂછ્યું કે વધારે સલામતી ભરેલો રસ્તો કયી તરફ છે ? "જમણા હાથપર ચાલ્યા જાએ." એમ ટુંકો જવાબ આપી પેલો જતો રહ્યો. પછી જમણા હાથપર જતાં તો મછવો ખડકપર અથડાયો અને પેલો ડુબી ગયો. એ જોઇ આ લુચ્ચો બોલ્યો કે—અરે ભલા માણસ, મેં તને ક્યાં કહ્યું હતું કે તારા જમણા હાથપર જજે. મેં તો મારા જમણા હાથ તરફ કહ્યું હતું ! ! !

(૨૧૪) **બિચારો વધારે ઠગાયો**—કેલીફોર્નિઆમાં વસનાર એક આબરૂદાર ખેડૂત પાસે એકવાર એક અજાણ્યો માણસ આવ્યો ને તેને પૂછ્યું કે—છેલ્લી લડાઈમાં તમારા ઘરમાં ચોરી થઈ હતી કે નહીં ? ખેડૂતે હા પાડવાથી તે બોલ્યો કે એ ચોરી કરનારમાં હું પણ એક હતો. રૂપાની એક "લાકીટ" હું લેઈ ગયો હતો. ખેડૂત બોલ્યો કે—અરે તે "લાકીટ" તો મારી પ્યારી પુત્રીના ગળામાં રહેતી હતી આ બોલવાથી જાણે પેલા નવા આવનારને ઘણું લાગ્યું હોય તેવું મોં કરીને તે બોલ્યો—લે, એ પાછી લે ત્યારે અને તેની સાથે ૨૦ ડાલર આજ સુધી તેં ખમેલી નુકશાનીના પણ કબૂલ કર. કારણ કે હાલ મને પૈસાની ભૂખ નથી, એમ

કહીને ૫૦ ડાલરની એક નોટ આપી, અને ત્રીશ ડાલર પાછા લઇને તે ચાલ્યો ગયો. થોડે દિવસે માલમ પડયું કે પેલી ૫૦ ડાલરવાળી નોટ તો ખોટી બનાવટની હતી!!

(૨૧૫) **એક દિવસે એક હિંમતવાન ચોર** દેવળમાં ગયો, અને પાદરીની પાસે જાણે પોતાનો અપરાધ અંગિકાર કરતો હોય તેમ ઘુંટણ મરડીએ પડીને તેના ગજવામાંથી હળવેથી એક સોનાનું ઘડીઆળ કાઢી લીધું. ત્યાર પછી પ્રાર્થનાથી મુક્ત થઇને પોતાનું કીધેલું પાપ કબુલવા લાગ્યો કે " પાદરી બાવા. મારો ધંધો ચોરી કરવાનો છે ને હમણાં પણ મેં એક ચોરી કરી છે. "

" ભલા માણસ, તેં જે ચોર્યું હોય તે તેના માલિકને પાછું સ્વાધિન કર,

" ત્યારે તો પાદરી બાવા, તે હું તમારાજ હાથમાં આપુંછું "

" નહીં, નહીં. મને તે લેવાનો કશો હક નથી, માટે જેનો માલ તેં ચોર્યો હોય તેનેજ પાછો આપ.

" પણ જેનો માલ મેં ચોર્યોછે, તે તેને આપતાં છતાં તે લેતો નથી. "

" ત્યારે તું બેલાશક તારીજ પાસે રાખ. "

પેલો ચોર મુંગો મુંગો સલામ ભરીને ચાલતો થયો. બિચારા પાદરીને ખબર ન પડી કે પોતાનુંજ ઘડીઆળ તફડાવી ગયો !!

(૨૧૬) **એક વખત એક સભામાં** શેરીડનની ચુંટ-

ણી થવાની હતી, પણ તેની સામે પોલ નામનો હરીફ નીકળી આવવાથી તે વાત વાંધામાં પડી. એક દિવસે શેરીડન વીશીમાં ગયો ત્યાં બે માણસો તેના વિષે વાત કરતા હતા. એકે પૂછ્યું કે "દોસ્ત, તું કેની તરફ મત આપવા ધારે છે?" "બેશક, મિસ્તર પોલ તરફ. કેમકે. શેરીડન તો **લુચ્ચાનો પીર** છે." પછી તે વાત બંધ પડી. થોડી વારે શેરીડન પેલાને બાજુએ લેઈ જઈ પોતાને લુચ્ચાનો પીર કહેનારનું નામ તથા ધંધો પૂછ્યો. ત્યારે તેને માલમ પડ્યું કે પોતાને ખરાબ વિશેષણ લગાડનારનું નામ "**ટી**" હતું, અને તે વકીલાતનો ધંધો કરતો હતો ત્યાર પછી સૌ જમવા બેઠા. શેરીડને કાયદા વિષે વાત ચલાવી અને તેપરથી તે વકીલો ઉપર ઉતરી પડ્યો. શેરીડન બોલ્યો— "ભાઇઓ, વકીલાતનો ધંધો ઘણો ઉત્તમ છે. પણ એ ઉત્તમ ધંધાને એબ લગાડનાર પણ હોય છે. અને મિસ્ટર "**ટી**" નામના લીંકનના એક લુચ્ચા વકીલને હું ઓળખુંછું, તે તો—"

આ સાંભળીને મિસ્તર "**ટી**" ગુસ્સાથી લાલચોળ થઈને ખુરશી ફેંકી દઇને બૂમ પાડી ઉઠ્યો—"સાહેબ, તમે મને અપમાન આપોછો, તે મિસ્તર "ટી" તો હું પોતેજછું!!

શેરીડન પણ તેનીજ પેઠે ખુરશી ફેંકી દેઈ બૂમ પાડી ઉઠ્યો—"અને સાહેબ, પેલો તમારો લુચ્ચાનો પીર "**શેરીડન**" તે હું પોતેજછું!!"

મેજ ઉપર હસાહસ થઈ રહી, અને તે બન્ને જણુ અ-રસપરસ નમસ્કાર કરીને મિત્ર થઈ ગયા ! !

**( ૨૧૭ ) એક વાર પારીસ નગરમાં** એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ ગાડીમાં બેસીને જતો હતો તેવામાં રસ્તે ચાલતાં એક માણુસે તેની ગાડી અટકાવીને કહ્યું કે—"મહેરબાન સાહેબ, આ ડગલો મને ઘણો ભારે લાગે છે માટે જરા ગાડીમાં મૂકવા દેશો ?" પેલા ગૃહસ્થે હા પાડવાથી તે માણુસે ડગલો ગાડીમાં મૂક્યો, એટલે ગાડી હાંકનાર ઘોડાવાળાએ તે માણુસને પૂછ્યું કે "ઘેર પહોંચ્યા પછી એ ડગલો કોને હવાલે કરૂં ?" પેલા માણુસે જવાબ દીધો કે" સાહેબ, તેની તજવીજ મેં કરી મૂકી છે. આ હું પોતેજ તમારી સાથે આવુંછું, એમ કહીને પેલો ગૃહસ્થ ! ગાડી ઉપર ચડી બેઠો !!!

**( ૨૧૮) પક્કી જામીનગીરી**—એક સોદાગર મરણુની પથારીપર હોવાથી તેણે પોતાના મુલ્લાંને બોલાવીને જણાવ્યું કે—"દશ હજાર રૂપિઆ ધર્મ ખાતે આપું, તો મને સ્વર્ગનો દરવાજો મળશે ?" એપરથી મુલ્લાંજીએ ઉત્તર આપ્યો કે "એ વિષે હું ચોક્કસ કહી શકતો નથી, તોપણ તમે તજવીજ તો કરી જુઓ ! ! !"

**( ૨૧૯ ) ચોરનો ભાઇ ઘંટી ચોર**—એક માણુસ કેટલાંએક મોતી લેઇને સોનીને ઘેર બંધાવવા ગયો, અને તે તેના હાથમાં આપીને કહ્યું કે "આ બાવીશ મોતી છે તે આ વાળીને બાંધી આપો." પેલા સોનીએ હાથમાં લેતાં વે-

નજર ચુપકીથી એક મોતી પોતાના અંગરખાની બાંયમાં ઉતારી દીધું, અને બાકીનાં ગણીને કહ્યું કે "ભાઈ, તમારા કહેવા કરતાં એક મોતી ઓછું થયું છે." મોતીના ધણીએ જાણ્યું કે એણે લુચ્ચાઈ કરી, તેથી ફરીથી ગણવા સારૂ પોતાના હાથમાં માગી લઈ તેમાંથી એક પોતે બાંયમાં ઉતારી દીધું, અને બાકીના પેલા સોનીને પાછાં આપીને કહ્યુ કે "હા, આતો તમે કહ્યાં તેટલાં એકવીશજ છે. આ એકવીશ મોતી આ વાળીને બાંધી મૂકજો એટલું કહીને તે પોતાના સોબતી સાથે ચાલતો થયો.

પેલા સોનીએ ધાર્યું કે આપણને એક મોતી પચ્યું, પણ ફરીથી ગણતાં તો વીશ થયાં એટલે છુપાવેલું મોતી જખ મારીને વાળીમાં બાંધવું પડયું!!!

(૨૨૦) **આગ! આગ!** એક છાકટો માણસ એક રાતે મહોલ્લામાં બૂમ મારવા લાગ્યો કે આગ! આગ! સઘળાઓએ ઝટાઝટ બારીઓ ઉઘાડીને પૂછ્યું કે—ભાઈ ક્યાં? અલ્યા ક્યાં? ત્યારે છાકટો બોલ્યો કે "**ક્યાં**" કરીને તો હું પોતે જાણવા માગું છું. કોઈને ત્યાં આગ હોય તો બતાવ ભાઈ કે મારી બીડી સળગાવું, મને તલપ આવી છે.!!



# ૪૦ રાખ ખાશો કે ?!!!

(૨૨૧) એક વાર દસાડા નામે એક નાના કસ્બાના કસ્બાતીઓ કામકાજે કાઠિયાવાડમાં આવી ચઢ્યા. ત્યાંના કાઠી લોકોએ આવનાર કસ્બાતી પરોણાઓને પોતાને ઘેર બેચાર દિવસ રાખીને ઘણી સારી મેમાનગીરી કરી. પોતે જે કામ પ્રસંગે આવેલા તે કામ પૂરૂં કરીને મેમાનોએ પોતાને ઘેર જવાની તે કાઠી તાલુકદાર પાસેથી રજા માગી. ત્યારે કાઠીએ મિંયા મેમાનોને "**છાશ**" પીધા પછી જવાનો આગ્રહ કરવા માંડ્યો. કસ્બાતીઓ ઘણા ઝંખવાણા પડીને માંહોમાંહે ગુસગુસ વાતો કરવા લાગ્યા કે—આવો આબરૂદાર કાઠી, આપણા સરખા મેમાનોને માટે સુકો પાકો રોટલો પણ ન મળ્યો કે "**છાશ**" પીવાની તાણ કરેછે ? આખર હિંદુભાઈ ખરાને ? બસ, હવે આપણે આંહી એક ઘડી પણ રહેવું નહીં. આવું નક્કી કરીને મિંયાઓએ તો લાગલીજ તૈયારી કરવા માંડી. ઘરધણી તેમના મનનો મર્મ સમજ્યો નહીં, તેથી બોલ્યો—શેરમિંયા, બશેરમિંયા, જમાલખાં ! તમે આમ જવાની શું હુજત કરોછો ? ઘેર તો જવુંજ છે તો મારા ભાઈ; છાશ પીને કાલે બપોરે જજોને. પછી કોણ તમને રોકે છે ?

**શેરમિંયા**:—નહીં, બાવા નહીં, સવારના ટાઢેપોર જે બે ગાઉની મજલ થઈ તે ખરી. ઘણા દિવસ થયા માટે હવે તો નહીં ખોટી થઇએ.

**કાઠી:**—ક્યાં લંકાએ જવું છે કે આવડી ઉતાવળ કરો છો? મેમાન જેવા તમે મેમાન આવ્યા ને છાશ પાયા વગર તે શું જવા દેવાય? તમે વારંવાર આંહી ક્યાં આવવા બેઠા છો?

**જમાલખાં:**—એ તો ખરૂં પણ છાશ પીવા સારૂ અમસ્થું બેશી રહેવું તે ઠીક નહીં, બપોરે ભૂખ લાગશે તો માર્ગમાં ટીંબણ કરવાને ઉતરી પડશું.

**કાઠી:**—આમેય તમારે માર્ગમાં ટીંબણ કરવાને રોકાવું પડશેજ, ત્યારે અમારા ગરીબ ઘરની "**છાશ**" પીતાં તમને ક્યાં ભવનાભવ થવાના છે?

**બશેરમિંયા:**—એમછે તો ઠીક ત્યારે થોડે ચગ્યા ચગ્યા પી લેશું. મારે તો અફીણનું બંધાણ એટલે છાશ પીવાશે નહીં. જો પીઊં તો અફીણ ઉતરી જાય. અમારામાંથી શેરમિયાં અને જમાલખાં તમારૂં મન રાખવાને થોડી ઘણી પી લેશે.

**કાઠી:**—જે ભાવે તે. આંહી કાંઇ વેર વાળવું છે? ભલા ભાઇના મેળ. તમે સંભારશો તો ખરા કે, કાઠિયાવાડમાં ગયા હતા ને ફલાણે ઠેકાણે આવી મીઠી "છાશ" પીધી હતી.

આખર ઘણા આગ્રહથી બીજા દિવસની સવારમાં થોડી ઘણી "છાશ" પીને જવાનું મુકરર થયું.

પો ફાટતાંજ દાતણપાણી કરીને કસુંબો પાણી પી રહ્યા કે છાશ પીવાની તૈયારી ચાલવા માંડી. ઊંડા કાંઠાની કાંસાની

તાંસળીઓમાં સાતે જાતના સ્વાદિષ્ટ પકવાનો અને બગરી ભેંસોનું કહેલું દૂધ ચોખ્ખા સાકરમાં જમવા સારૂ પીરસાવી મૂક્યું. આ જાણીને મિંયા મેમાનદારો તો બાપડા દિગમુઢ થઈ ગયા. ઘરધણીએ જમવાની આજ્ઞા કરી પણ જમતાં જમતાં તેઓ ગુંચવાયા કરે કે મારૂંસાળું આતે શું ?

આપણે ભાઈ છાશબાસ તો કાંઇ આવી નહીં; ને છાશ પીતા જાઓ, છાશ પીતા જાઓ, એવી તાણ કરી હતી. યા એલાહી! શું હિંદુઓની રીતછે કે, મોઢે બોલે કાંઇક અને હાથે કરે કાંઇક; લાવોને આપણે પૂછીએ તો ખરા કે—તમારી છાશ હજી કેમ ન આવી ?

**શેરમિંયાઃ**—ભાઈ "છાશ" આવવાને કેટલી વારછે ?

**કાઠીઃ**—તમે જમો છો એનું નામજ "છાશ" અમારા લોકો સવારમાં નાસ્તો કરેછે તેને "છાશ પીંવી" એમ કહે છે. તમે શું ખરેખર છાશ પીવાનું સમજ્યા હતા કે ?

**જમાલખાંઃ**—ખુદા સલામત રાખે, મેં તો ખચીત એમજ વિચાર્યું કે શું કાઠી લોકો મેમાનને છાશજ પાતા હશે ?

**બશેરમિંયાઃ**—આફ્રીન છે કાઠી લોકોની છાશ ઉપરથી ! લાવો હું પણ બે ગોટ પી લઊં. એમ કહીને આ કસ્બાતી પરોણાઓએ પકવાનો ઉપર સારી પેઠે હાથ ચલાવ્યો. જમી રહ્યાપછી મેમાનો અને મેમાનદાર મળી બેઠી ને હસતા હસતા એક બીજાથી છૂટા પડ્યા. કસ્બાતીઓએ પોતાને ઘેર આવીને કાઠી લોકોની બહુ તારીફ કરી.

હવે એમ બન્યું કે, તેજ કાઠી દૈવયોગે એકાદ વરસે પોતાના બે ચાર સોબતીઓની સાથે કસ્બાતી દોસ્તોના દસાડા ગામમાં આવી પહોંચ્યો. કસ્બાતી ઘણા ખુશી થયા ને ઉપરા ઉપરી મીજબાનીઓ આપીને કાઠીઓને પ્રસન્ન કીધા. કાઠિયોને બીજે દિવસે જવાનું નક્કી હતું, ત્યારે મિયાંભાઇઓ બહુજ વિચારમાં પડયા અને ખોળવા બેઠા કે મેમાન તો કાલ સવારે જાયછે ત્યારે આપણે નાસ્તો કરાવવો તેનું નામ શું પાડવું? કાઠીઓએ જયારે છાશનું નામ આપીને પકવાનો અને દૂધ સાકરની રસોઈ જમાડી ત્યારે આપણે હલકામાં હલકું શુ નામ પાડવું? મારૂં સાળું! છાશથી હલકામાં હલકું આવી રહ્યું. ત્યારે હવે આપણે શું કરવું? આવો વિચાર મિંયાની મંડળીમાં આખી રાત ચાલ્યો. આખરે એક અક્કલના સાગર બુઢ્ઢા કસ્બાતીએ અક્કલ દોડાવી કે આમાં તે શું ગભરાઓછો? મારા મનમાં તો એમ આવે છે કે આપણે કાઠીઓને "રાખ" ખાવાનું કહીએ; ને પછી તેઓ ગળ્યાં ગળ્યાં પકવાનો જમીને તેમની "છાશ" કરતાં આપણી "રાખ" વખાણશે!!

આ ઠરાવ નક્કી કરીને બે ઘડી સુતા ન સુતા ત્યાં તો દિવસ ઉગ્યો. કાઠીઓએ ઘોડાના તંગ તાણવા માંડયા કે શેરમિયાં, બશેરમિયાં અને જમાલખાં વગેરે વળગી પડયા કે અત્યારના પહોરમાં રાજા કારણની વખતે ભુખ્યા તરસ્યા "રાખ" ખાધા વગર અમે કદી જવા દેનાર નથી. "રાખ"

તૈયાર થવા આવીછે, માટે ભાવે તેટલી ખાઇ લેજો, આવું સાંભળીને એક કાઠી બોલી ઉઠયો—કેમ ભાઇ તમે અમારી "છાશ"નું સારું વાળતા હશો. ઠીકછે, ત્યારે જોઇએ તમારી "રાબ" માં કેટલી મીઠાશ છે? તમારા વગર પ્રભાતના પહોરમાં "રાબ" કોણ ખવરાવે? શેરમિયાંએ જાણ્યું કે નખોદ ગયું. મેમાનોને પણ આપણી પેઠે દુઃખ લાગ્યું છે. પછી હસીને બોલ્યા કે—

"રાબબાબ નીરાળી મેલી, છાંડી મેલો છાશ;
ભાતભાતના ભાવે લેશો, પકવાનોના વાસ."

ભૂધર.

---

# ૪૧ "લાંબા જોડે ટુંકો જાય, મરે નહીં પણ માંદો થાય;"

(૨૨૨) આઠમા હેનરી રાજાના વખતમાં સર ફીલીપ કાલથ્રોપ નામના એક ઉમરાવે એક નવી તરેહના કપડાંનો ડગલો શિવવા એક દરજીને હુકમ કર્યો. તેના ગયા પછી થોડી વારે જૉન ડ્રુક્સ નામનો નારવીચ શહેરનો એક મોચી પેલા દરજીની દુકાને આવી ચઢ્યો. અને નવું કપડું પડેલું જોઇને પેલા દરજીને તેણે પૂછ્યું કે "આવું ભભકાદાર કપડું કોનું છે?" "એ તો સર ફીલીપ કાલથ્રોપના ડગલાનું કાં દ

છે." એમ દરજીએ ખુલાસો કરવાથી તે મોચીએ કહ્યું કે—"ઠીક છે; એ જાતનુંજ કપડું મારે માટે ખરીદીને સર ફીલીપના ડગલાની "ફેશન"નોજ મારે માટે પણ ડગલો બનાવજે. જોજે જરાએ ફેર રાખતો નહીં. બસ બન્ને જાણે એકજ. શિવડામણ બે આના જાસ્તી લેવા હોય તો જાસ્તી લેજે, પણ આબેહુબ તેનાજ સરખો ડગલો બનાવી આપજે એવો હુકમ આપી પેલો મોચી પોતાના મકાન ભણી ચાલતો થયો. બે ત્રણ દહાડા ગયા પછી સર ફીલીપ પોતાના ડગલાની પૂછપરછ કરવા માટે પેલા દરજીની દુકાને આવ્યો, અને ત્યાં પોતાના કપડાંને મળતુંજ બીજું કપડું પડેલું જોઈને તેણે પૂછ્યું કે "મારાજ જેવું આ બીજું કપડું વળી કોનું છે?" "સાહેબ, એ પેલા જૉન ડ્રેક્સ મોચીનું છે, અને તેણે આપનાજ સરખો પોતાનો પણ ડગલો શીવવાનો પણ હુકમ આપ્યો છે." આ સાંભળીને સર ફીલીપને બહુજ રમૂજ ઉપજી, અને તેણે તે મોચીનો ચોખ્ખો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો. હં! એમ છે કે? ત્યારે તો મારા આ કપડાના જેટલા કકડા તારી કાતર કરી શકે તેટલા કરીને તેમને અકેક સાથે ટાંકી લેઈ મારો ડગલો ઉભો કરજે!!"

જેવી આપની ઈચ્છા, ઉમરાવ સાહેબ.

પછી પેલા દરજીએ ઉમરાવની આજ્ઞા મુજબ તેમના કિંમતી કપડાના સેંકડો કકડા કરીને ડગલો ઉભો કર્યો, અને તેજ રીતે પેલા મોટાને પગલે ચાલનારા મૂરખ મોચીનો

ડગલો પણ બનાવ્યો!

નવા વરસનો મહોત્સવ નજીક આવ્યો, અને તે દિવસે પેલો ડગલો પહેરીને મોટા લોકની નકલ કરવાના હરખ ભર્યા વિચારમાં પેલો મોચી ઉતાવળે પગલે પેલા દરજીની દુકાને ગયો, એટલે દરજીએ તેનો ડગલો તેને સ્વાધિન કર્યો, તે જોઇને તે બોલ્યો કે—"લુચ્ચા, હરામખોર આ તેં શું કીધું ? ચોર, ઠગારા, મારા આવા કિંમતી કપડાના આવા હાલ ?" પોતે ખરચેલા પૈસા પાણીમાં ગયેલા જોઇને પેલો મોચી નિરાશ થઈ ગયો.

દરજી ઠંડે પેટે બોલ્યો કે "સર ફીલીપે પોતાનો ડગલો આવીજ "ફેશન" નો શિવડાવ્યો છે. જો તે આ રહ્યો." એમ કહીને ઉમરાવનો ડગલો બતાવ્યો

"બાળી નાખ એને! હવે મરી જાઉં તોપણ એવા ઉમરાવોની નકલ કદી કરૂં નહીં." એમ બડબડતો તે ચાલ્યો ગયો!

---

# ૪૨ સ્પૅનિશ લોકોની આળસાઇનો નમુનો.

(૨૨૩) એક વાર એક મુસાફર એક સ્પૅનિશ ગામડામાં આવી પહોંચતાં એક મોચીની દુકાને પોતાનું ફાટેલું પગરખું સંધાવવા ગયો. મોચી પોતાની ઝુંપડી સામે એક વૃક્ષની છાંયા નીચે નિરાંતે બેઠો બેઠો બીડી પીતો હતો, તેને મુસાફરે કહ્યું કે મારે ઘણી ઉતાવળ છે, માટે તાકીદથી

આ પગરખું તું મને સાંધી આપશે ?

પેલા મોચીએ તેના સામું તો જોયું, પણ કાંઈ ઉત્તર આપ્યો નહીં. અને પોતાની બાઇડીને હાક મારીને પૂછ્યું કે—"પ્યારી, આપણી પાસે કેટલા પૈસા હજી બાકી છે ?" પછી તે સ્ત્રીએ પોતાની પેટીમાંથી ચામડાની કોથળી બહાર કાઢી પૈસા ગણીને કહ્યું કે હજી બાર પૈસાની મુડી રહેલી છે." મોચીએ પોતાના મનથી વિચાર્યું કે ત્યારે આજ અને કાલને માટે તો પૂરતું નાણું છે, અને તેથી તેણે તે મુસાફરને જણાવ્યું કે—

"નહીં સાહેબ, મને માફ કરો. તમારી અરજ મારાથી બહાલ રાખી શકાતી નથી !!!

---:*:---

# ૪૩ આળસુ છોકરા.

(૨૨૪) એક આળસુ છોકરાને તેના બાપે કહ્યું કે—"ભાઈ, જલદી ઉઠ. બીછાનામાં હવે કેટલી વાર સુધી પડી રહીશ ? જો સૂરજ પણ તારાથી કેટલો વહેલો આવીને પોતાનું કામ કરેછે? અને તું તો હજી આળસુ થઈને બીછાનામાં પડ્યો છે ! "

છોકરાએ આંખો ચોળતાં ચોળતાં બેશરમપણે ઉત્તર આપ્યો કે—" બાપા, સૂરજને આપણા કરતાં ઘણો લાંબો ચક્રાવો ફરવોછે, તેથી તે વહેલો ઉઠી કામ કરે તેમાં શી નવાઇ?

(૨૨૫) એક છોકરો હમેશ મોડો ઉઠતો હતો, તેને

જ્યારે તેનું કારણ પૂછવામાં આવતું ત્યારે તે પોતાના પિતાને સમજાવતો કે—"બાપા, હું તે શું કરૂં ? જેવી મારી આંખ ઉઘડી જાય છે, કે ઉદ્યોગ કહેછે કે વહેલો ઉઠ, ને આળસ કહેછે કે સૂઈ રહે. પછી તેઓ પોતપોતાના બચાવના કારણો લાવીને એટલી તો તકરાર લંબાવે છે કે તે સાંભળવામાંજ મને ઘણું મોડું થાયછે, તો પછી હું વહેલો તે ક્યાંથી ઉઠું ?

(૨૨૬) એક છોકરો સવારે ઘણોજ મોડો ઉઠતો હતો. તેને કાંઈ સારી અસર થશે એમ ધારીને એક દિવસે તેના પિતાએ કહ્યું કે-બેટા, વહેલા ઉઠવામાં ઘણો લાભ છે. આજે સુંદરજી શેઠનો દીકરો વહેલો ઉઠયો હતો, તેને રૂપિઆની એક મોટી કોથળી જડી ગઈ.

છોકરો તુરત બોલી ઉઠયો કે, એ ખરૂં બાપા, પણ કોથળી ખોનારો માણસ એ કરતાં પણ વહેલો ઉઠયો હશે. વહેલા ઉઠવાથી એ બાપડાની કોથળી ખોવાઇ. કોને ખબર છે કે વહેલા ઉઠવાથી કે મોડા ઉઠવાથી લાભ છે ?

તેનો પિતા બિચારો ચુપ થઈ ગયો !

---

# ૪૪ એક વકીલ ઠગાયો.

(૨૨૭) વસિયતનામું કરતી વખતે વકીલની જરૂર પડે છે. એવી વખતે કાયદા જાણનાર વકીલ જો હાજર નહીં હોય તો વસિયતનામું કરનાર ધારાના અજ્ઞાનપણાને લીધે નહી

ધારેલી ચુક કરેછે, કે જેથી કરી પોતાની મિલ્કતનો મોટો ભાગ ઈનસાફની અદાલતમાં ખુવાર થાય છે, એમ જાણીને એક કંજુસે મરતી વખતે પોતાનું વસિયતનામું કરવાને એક વકીલને બોલાવ્યો. વકીલે વસિયતનામું ઘડી કાઢ્યું, તેમાં એક હજાર રૂપિઆ તે વકીલને મળે એવી એક કલમ પેલા કંજુસે નાખવાને કહી. કામ પુરૂં થયા પછી વકીલની મહેનતને વાસ્તે તેની જે "ફી" થાય તે ફી પેલા કંજુસે આપવા માંડી. વકીલે વિચાર્યું કે આ માણસે ઉદાર દિલથી મને હજાર રૂપિઆનો વારસો આપ્યો છે તેથી ફી લેવી એ યોગ્ય નથી એમ સમજીને તે લેવાની ના પાડી. પેલા કંજુસને પણ તેવુંજ જોઈતું હતું. વકીલ ગયા પછી તેણે વસિયતનામાની બીજી નકલ કરાવી તેમાંથી પેલા વકીલના વારસા બાબતની કલમ કાઢી નખાવી, અને તે નકલપર સહી સાખ કીધી. એ રીતે વગર ફી આપવે પેલા કંજુસે પકું વસિયતનામું બનાવ્યું હતું. "**જ્યાં લોભીઆ વસતા હોય ત્યાં ધુતારા ભુખે ન મરે,**" **એ કહેવતને કોણ ખોટી કહે છે ?**

---

# ૪૫ ઘર ખાલી કરાવવાનો ઉપાય.

(૨૨૮) એક ગૃહસ્થે દીર્ઘકાળ સુધી અદાલતમાં લડીને એક વારસો મેળવ્યો, તેમાં તેને એક મોટો માળો પણ

મળ્યો. તે માળામાંના ભાડુતો ઘણા વરસના હતા, અને તેઓ ભાડું બરાબર આપતા નહોતા, તેમજ ઘર જેમ ગમે તેમ વાપરતા હતા. પેલા વારસદારે ઘર ખાલી કરવાને જણાવ્યું પણ તેઓ આનાકાની અને વાંધા સાંધા બતાવવા લાગ્યા. પેલાએ જોયું કે અદાલતમાં ધક્કા ખાઇ ખાઇને હમણાંજ પરવાર્યો ને વળી પાછો ક્યાં એવી આપદામાં પડવા જાઉં? તેથી તેણે મુંગે મોઢે નીચે પ્રમાણે યુક્તિ કીધી. એ માળાના નીચેના ભાગમાં કેટલાક ઓરડા ખાલી હતા તેમાં દશ બાર લુહારને લાવીને બેસાડ્યા. તેમનું કામ લોઢાનાં પતરાં બનાવવાનું અને તેમાંથી વાસણ કરવાનું હતું, જે કામ કરતાં તેઓ કંસારાની પેઠે હથોડા માર્યા કરે. વળી તે લોકો સાથે એવી બોલી કરી હતી કે દહાડાના બરાબર દશ કલાક કામ કરવું અને જેમ બને તેમ વધારે જોરથી ટીપવું. આ કામ ચાલુ થતાં પેલા ભાડુતો એટલા બધા તો કંટાળી ગયા કે પોતાની મેળે મુંગા મુંગા ઘર ખાલી કરી ગયા!

---

## ૪૬ આંધળે બહેરૂં કુટાયું!

(૨૨૯) મોટો ફ્રેડરીક જ્યારે પોતાના લશ્કરમાં કોઈને નોકર રાખતો હતો ત્યારે અનુક્રમે ત્રણ પ્રશ્ન જર્મના-ભષામાં પૂછતો હતો કે ૧ તારી ઉમર કેટલી?—૨ તું મારા

તાબામાં કેટલા વરસ થયાં છે ? —૩ તારી બરદાશ બરાબર થાય છે અને તને પગાર બરાબર મળે છે ? એક વખતે એક ફ્રેન્ચ સિપાઈ બીજી નોકરીમાંથી લશ્કરી નોકરીમાં દાખલ થવાનો હતો, પણ તે જર્મન ભાષાથી તદન અજ્ઞાન હતો, તેથી તેના અધ્યક્ષે ત્રણ પ્રશ્નના ઉત્તર અનુક્રમે જર્મન ભાષામાં શીખવી રાખ્યા હતા.

તેને શીખવ્યું હતું કે પહેલો પ્રશ્ન પૂછે ત્યારે તેનો જવાબ "**એકવીસ**" એમ આપજે; બીજો સવાલ કહે ત્યારે "**એક**" એમ કહેજે; અને ત્રિજો પ્રશ્ન પૂછે ત્યારે "**બન્ને**" કરીને કહેજે. પછી જ્યારે પેલો સિપાઇ રાજા પાસે ગયો ત્યારે રાજા રોજ જેમ પહેલો, બીજો અને ત્રિજો પ્રશ્ન પૂછતો હતો, તેમ પૂછવાને બદલે બીજો સવાલ તેણે પહેલો પૂછયો કે તું કેટલા વરસ થયા મારી નોકરીમાં છે ? જવાબ ૨૧. ત્યારે રાજા અતિશે અજાયબ થયો કે એકવીશ વરસ થયાં મારી નોકરી કરેછે, એ શું ? એની ઉમર તો હજુ જુવાન જેવી જણાય છે. પછી પહેલો સવાલ પૂછયો કે તારી ઉમર કેટલી ? જવાબ "**એક**" આ સાંભળીને રાજાએ કહ્યું કે કાંતો તું ઘેલો થયોછું, અને કાંતો હું ઘેલો થયોછું. સિપાઈએ છેલ્લો જવાબ આપ્યો કે —બન્ને. ! ! ! ત્યારે રાજાએ હસીનેજવાબઆપ્યો કે તું કહેછે તેમ આજ પહેલીજ વખત હું ઘેલામાં ખપ્યોછું !

પેલા છોકરાએ ધાર્યું કે હવે આ ચોથા પ્રશ્નનો ઉત્તર મને મારા ઉપરીએ શીખવ્યો નથી તેથી શું કહું ? તે

બાપડો મુંગો થઇને ઉભો રહ્યો. પછી રાજાએ કાંઇ પૂછ્યું ત્યારે તે ફ્રેન્ચ ભાષામાં બોલ્યો કે—હું જર્મન ભાષાનો એક શબ્દ પણ જાણતો નથી. એપરથી માલમ પડયું કે **"આંધળે બહેરૂં કુટાયું"**

## ૪૭ તેરહવાર ટુચકા.

(૨૩૦) એકવાર એક શહેરમાં મરણ પામનારને ઉંચકનારાઓએ માંહોમાંહે મળીને ઠરાવ કર્યો કે—પોતાની મહેનતના વધારે પૈસા પ્રજા પાસેથી માગવા. કોઈ મોટા માણસનું મડદું ઉચકવાને તેઓને વધારે પૈસા મળતા, પણ ગરીબોને માટેનો દર તો છેક ઉતરતો હતો. ગરીબના કરતાં પૈસાદારના પ્રેત માટે તેરગણા વધારે પૈસા મળતા હતા. તે પરથી તેઓએ સંપ કરી પોતાના શહેરમાં જાહેરનામાં પ્રગટ કર્યાં કે જોઇએ તો પૈસા વધારે આપો અથવા હમણાનાં પ્રમાણ કરતાં શ્રીમંત વધારે મરો! સારૂં એ તમારૂં! નબળું તે અમારા નસીબનું!

(૨૩૧) ડીન સ્વીફ્ટ જ્યારે આયરલાંડમાં હતો, ત્યારે એક ઉમરાવજાદીએ વાત કરતાં તેને જણાવ્યું કે આ દેશનાં હવા પાણી સરસ અને સુખદાયક છે, એપરથી તે વિદ્વાને અકળાઇને કહ્યું કે—" બાઇ, પરમેશ્વરને ખાતર એ મુજબ કદી મશ્કરીમાં પણ બોલતા ના, નહીં તો વળી

હવા ઉપર પણ કર નાખવાને સરકાર ચૂકશે નહીં ?

( ૨૩૨ ) **ઘડીઆળની કિંમત**—એકવાર એક ખલાસી, ઘડીઆળીને ત્યાં પોતાનું નાનું ઘડીઆળ દુરસ્ત કરાવવા ગયો. ઘડીઆળીએ જોઇને કહ્યું કે—"ભાઈ, **સોના કરતાં ઘડામણ મોંઘું પડે**" એવું કામ છે—ઘડીઆળની કિંમત કરતાં બમણા પૈસા દુરસ્ત કરાવવાના પડશે. ખલાસી બોલ્યો તેની કાંઈ ચિંતા નહીં. કહે તો તેની અસલ કિંમતથી ત્રણગણી કિંમત આપું! માથાપર એક ફટકો મારીને મેં આ ઘડીઆળ વેચાતું લીધેલુ છે, અને જો તું મને એ દુરસ્ત કરી આપે તો તને બે ફટકા મારવાને હું ઘણો ખુશી છું !

( ૨૩૩ ) **ઉમરાવનો કૂતરો**—એક ઉમરાવ પોતાના કૂતરા સાથે આગબોટમાં પ્રવાસ કરતો હતો, તેવામાં એક દિવસે તેનો કૂતરો દરિઆમાં પડી ગયો, ત્યારે પેલા ઉમરાવે નૌકાધિપતિને કહ્યું કે—"ભાઇ, તમારી આગબોટને ઉભી રાખો, કે હું મારા કૂતરાને બચાવું." નૌકાધિપતિએ પ્રત્યુત્તર આપ્યો કે—"સાહેબ, કોઈ માણસ દરિઆમાં પડ્યું હોય તોજ મારી આગબોટ અટકાવવાનો મને હુકમ છે." પેલો ઉમરાવ બોલ્યો—"ઠીક છે ત્યારે." અને તરતજ તેણે પાણીમાં કૂદકો માર્યો, કેમકે તે એક જબરો તરનારો હતો. પેલા નૌકાધિપતિએ હવે પોતાની આગબોટ અટકાવી, અને પાંચ મિનિટમાં તો પેલો ઉમરાવ

પોતાના માનીતા કૂતરાને લેઇને પાછો આવ્યો !

(૨૩૪) એક સ્ત્રી પાસે "ડીક" નામનો એક કૂતરો હતો, તેણે એક બીજી સ્ત્રીનો પગ કરડી ખાધો. જ્યારે તે બાપડી દુઃખથી પોકાર કરતી હતી, ત્યારે પેલી શેઠાણી કૂતરાને પંપાળતી પંપાળતી કહેવા લાગી કે "ડીક ડીક, રખે તારા દાંતને નુકશાન થયું હોય!!"

(૨૩૫) **આંધળાને ઉંઘ અરધી**—બે છોકરાઓ, જેમાંનો એક જણ એક આંખે અપંગ હતો, તેઓ પોતપોતાની હોંશિયારીની વડાઈ લેતા હતા. કાણે છોકરે બીજાને કહ્યું કે "વારૂ ચાલ, તું રાતે કેટલા કલાક ઉંઘેછે?" દેખતાએ કહ્યું કે "આઠ કલાક." કાણો બોલી ઉઠ્યો કે "ઓ બાપરે, આઠ કલાકની ઉંઘ! શી ધાડ! હું તો માત્ર ચાર કલાકજ ઉંઘુંછું. દેખતાએ ઉત્તર વાળ્યો કે— "રે! કાણા ભાઇ, મારી વાત સાંભળ! તારે તો એક આંખ મિંચવાની અને મારે તો બે. હવે તને ત્રિરાશી આવડતી હોય તો ગણી કાઢ કે જો એક આંખ બંધ કરીને ઉંઘ લેવાને ચાર કલાક લાગે તો બે આંખ બંધ કરીને ઉંઘ લેવાને આઠ કલાક લાગે કે નહીં ?"

(૨૩૬) **કોણ સરસ!** જ્યારે બે સ્ત્રીઓ વાત કરતી હોય ત્યારે જાણજો કે ઘણું કરીને તેઓ ત્રિજીની નિંદા કરતી હશે; પણ જ્યારે બે પુરૂષો વાત કરતા હોય ત્યારે જાણજો કે ઘણું કરીને તેઓ પોતાનીજ પ્રશંસા કરતા હશે!!

(૨૩૭) **પકકો તકરારી!** એક વાર એક ભલો આદમી એક ફોકટ તકરારી જોડે અમુક વિષયપર વિવાદ કરવા લાગ્યો, પણ પેલો કોઈ પણ રીતે મીના કહે નહીં. ત્યારે તે ભલા માણસે કહ્યું કે—જેમ બે ને બે ચાર થાય છે, એ વાત સર્વ માન્ય છે, તેમ આ વાત પણ નિર્વિવાદ સિદ્ધ થાય તેમ છે. આ સાંભળીને તે તકરારી તુરત બોલી ઉઠયો કે "બે ને બે ચાર થાય છે, એ વાત પણ હું માનતો નથી. મારા વિચાર મુજબ તો બે ને બે બાવીશ થાય છે!"

(૨૩૮) એક ચંચળ ન્યાયાધિશને ખુંધ હતી, તેથી ચાલતાં ચાલતાં તે વાંકો વળી જતો હતો. એક દિવસે એક માણસે તેના તરફ જોરથી એક પથ્થર ફેંકયો, પણ તે પથ્થર તેના માથાપરથી દૂર જઈ પડ્યો! ત્યારે તે ન્યાયાધિશ બોલી ઉઠયો કે—"જો હું સિધો ન્યાયાધિશ હોત તો આ પથ્થરથી મારૂં માંથું રંગાયાવિના રહેત નહીં. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વાંકા થવામાંજ માલછે!"

(૨૩૯) **શું પડી ગયાથી વાગે?** એક માણસ માળ ઉપરથી નીચે પડી ગયો, તેથી તેને સખ્ત ઈજા થઈ. એ વખતે એક મશ્કરે આવીને દિલાસો આપવાને બદલે તેને પૂછ્યું કે—"ભાઈ, શું પડી ગયાથી તમને વાગ્યું? પડવાથી વાગતું હશે?" આ સાંભળીને પેલા બિચારાને ઘણો ક્રોધ ચઢ્યો, તેથી તેણે ગુસ્સો કરીને જવાબ આપ્યો

કે "ના, સાહેબ, હું પડી ગયો તેથી મને કાંઇ વાગ્યું નથી, પણ ઉપરથી પડતાં જમીનપર અટકી ગયો તેથી મને વાગ્યું. શું પડવાથી તે વળી વાગતું હશે ?" આ જવાબથી મસ્કરો શરમાઈને ચાલ્યો ગયો.

(૨૪૦) એક આધેડ વયનો ગૃહસ્થ અગ્નિરથમાં બેઠો હતો ત્યાં બે સ્ત્રીઓ બકબક કરતી અને અરસ્પરસ લડતી હતી, ત્યારે તે ગૃહસ્થને કોઈએ પૂછ્યું કે "આટલી બધી લવરી સાંભળીને તમારૂં શું માથું દુઃખવા નથી આવતું ?" તે ગૃહસ્થે ઉત્તર આપ્યો કે—"નહીં સાહેબ, કેમકે આજે ૨૮ વર્ષ થયાં હું પરણેલોછું, એટલે મને મ્હાવરો પડી ગયો છે ! !"

(૨૪૧) **વિચિત્ર સ્વભાવના એક હજામે** જાહેર રસ્તાપર એક મકાન ભાડે લીધું. તે ઘરની બારીઓના બે કાચ ફુટેલા હોવાથી તે ઠેકાણે તેણે કાગળ ચોંટાડ્યા. આમાંના એક કાગળ ઉપર તેણે લખ્યું કે "આ મકાનમાં મિ૦ પુંજીઆજી હજામ રહેછે, અને બે પૈસા રોકડા લેઈને હજામત કરે છે ! ! એક દિવસે તે રસ્તેથી એક નાટકવાળો જતો હતો તેણે તે વાંચ્યું, અને તે તેને નવાઇ જેવું લાગવાથી ગમત મેળવવાનો વિચાર કર્યો. પછી પેલા કાગળના નખામાં પોતાનું માથું ખોશીને હાક મારી કે "મિસ્તર પુંજીઆજી માંહે છે કે ?" હજામ પણ "અધ પાંસળી" જાત, તેથી તેણે બારીના બીજા કાગળમાંથી

ગાંથું તુરત બહાર કાઢીને જવાબ દીધો કે " મિસ્તર પું-જીઆજી તો હમણાજ બહાર નીકળ્યા છે ને શું !"

(૨૪૨) એકવાર નેપોલ્યન બોનાપાર્ટ પોતાને હાથે પોતાની હજામત કરતો હતો, તેવામાં બહારથી એક માણુસ તેના નામની ચિઠ્ઠી લેઇને આવ્યો, તે તેને નહીં ઓળખતાં એક નોકર સમજીને પૂછવા લાગ્યો કે " મારે નામદાર શેહેનશાહને મળવું છે, તું તેનો કોણ છે ?

નેપોલ્યને કહ્યું—"કોણ હું ? હું તેમનો હજામ છું સાહેબ ! ! "

(૨૪૩) એક મોચીએ એક દિવસે એક કાએલ કવિને કજીઆખોર બાઇડી વિષે કવિતા બોલતા સાંભળ્યો. મોચીની બાઇડી અતિશે કજીઆળી હતી, તેથી આવી કવિતા તેની આગળ વાંચવા માટે તેણે પેલા કવિને કાલાવાલા કરીને કહ્યું કે—" કૃપા કરીને આપની આ કવિતાની મને એક નંકલ આપો. " ભોગજોગે આ કવિરાજ મોચીની કુભારજાને સારી પેઠે ઓળખતા હતા, તેથી તેમણે ડાવકું મોં રાખી તેને ઉત્તર આપ્યો કે—"ભાઈ, તારી પાસે અસલ દસ્તાવેજ છે, ત્યારે તને નકલની શી જરૂર ! "

(૨૪૪) **મોત વિસરી ગયું!** વિલિઅમ નામનો વૃદ્ધ પુરૂષ સો વર્ષથી વધારે જીવ્યો. એકવાર રાતે કોઈના લગ્ન મંડપમાં તેના સરખીજ એક વૃદ્ધ સ્ત્રીનો મેળાપ

થયો, ત્યારે તે ડોશીએ હસીને પૂછ્યું કે—મિ૦ વિલિઅમ, મોત આપણને વિસરી ગયું કે શું ? " વિલિઅમે પોતાના નાક ઉપર આંગળી મૂકીને ધીમે સાદે કહ્યું કે—" બાઈ. બંધ કરો, ધીમે સાદે બોલો, નહીંતો તે સાંભળશે તો પીડા!!

(૨૪૫) **અરધો ગુન્હેગાર**—એક માણસ ઉપર રાતને વખતે બીજાનું ઘર ફાડીને પ્રવેશ કરવાનો અને ચોરી કરવાનો વાંક મૂકવામાં આવ્યો હતો. સાક્ષીઓ ઉપરથી માલમ પડ્યું કે તેણે ખાતર પાડીને ટીંગાઇને ચોરી કરી હતી. તેના વકીલે તેનો બચાવ કર્યો કે આરોપી કાંઈ ઘરમાં દાખલ થયો નહોતો, પણ તેનો ઉપરનો ભાગ માત્ર દાખલ થયો હતો. પંચે તેના ઉપરના અરધા શરીરને ગુન્હેગાર ઠરાવ્યું, અને બાકીનું ગુન્હેગાર નથી એવો અભિપ્રાય આપ્યો.

ન્યાયાધિશે આરોપીના ગુન્હેગાર અરધા ભાગને એક વરસની ટીપ મારી, અને કહ્યું કે બાકીનો નિર્દોષ ભાગ તેને જોઈએ તો કપાવી નાખે અથવા તો સાથેજ લેતો જાય!!!

(૨૪૬) **કદી જૂઠું બોલતાના**—એકવાર એક લુચ્ચાએ પાદરીને કહ્યું કે " હું મારો ગુન્હો તમારી આગળ કબુલ કરવા આવ્યોછું, અને એ સાંભળીને તમે જેવી સલાહ આપશો તે પ્રમાણે હું ચાલીશ; મારો ધંધો ચોરી કરવાનો છે; અને જો કોઇ પકડવાને માટે આવે તો મારે શું કરવું ? " પાદરીએ તેને શિખામણ દીધી કે, હવે તારે

કદી ચોરી કરવી નહીં, અને જો તું કરે તો જે કોઈ તને પૂછે તેને તે ખરેખરૂં કહી દેજે."

પછી એક દિવસે તે ચોરે ચોરી કીધી, અને તે પકડાયો. તે વખતે તેને પૂછવામાં આવ્યું કે "ચોરીનો માલ ક્યાં મૂક્યો છે?" આ વખતે તેને પેલા પાદરીની શિખામણ યાદ આવવાથી જે ઠેકાણે માલ સંતાડ્યો હતો, તે જગ્યા બતાવી દીધી; પણ આ વાત પેલા શોધ કરનારાઓને ખરી લાગી નહીં, અને તેમને ઘણો ગુસ્સો લાગ્યો તેથી તેને બે ચાર લપડાક અડાવી દઈને તેઓ બોલ્યા કે "જે કોઇ ચોરી કરતા હોય તે શું ખરેખરૂં કહેતા હશે?" એમ કહીને જે જગ્યા ચોરે બતાવી હતી ત્યાં શોધ કરવાને બદલે તેના ઘરમાં બીજી સઘળી જગ્યાએ શોધ કરીને તેઓ ચાલ્યા ગયા. એ રીતે પેલી ચોરેલી મત્તા તે ચોરનીજ પાસે રહી. પછી પેલા ચોરે પાદરી પાસે જઇને જે બન્યું હતું તે ખરેખરૂં કહી દીધું, અને તેની શિખામણ પ્રમાણે ચાલવાથી જે ફાયદો થયો, તે માટે તેનો અંતઃકરણથી અતિશે આભાર માન્યો!!

(૨૪૭) એક ડચ માણસે, પોતાની સ્ત્રીએ માર માર્યો એવી ન્યાયાધિશ પાસે ફરિયાદ કરી. ન્યાયાધિશે તે સ્ત્રીને બોલાવીને ત્રણ રૂપિયા દંડ કર્યો; પરંતુ તે સ્ત્રીમાં દંડના પૈસા આપવાની શક્તિ નહીં હોવાથી પેલા ફરિયાદ કરનાર—તેના ધણી પાસેથી દંડના પૈસા વસુલ કરવામાં આ-

વ્યા, તેથી તેની આંખ ઉઘડી અને તે કોર્ટમાં બોલ્યો કે, "હવે હું કાયદાનો અર્થ સારી રીતે સમજ્યો."

( ૨૪૮ ) એક ન્યાયાધિશે કાંઈ અપરાધને માટે એક માણસને ફાંસીની શિક્ષા આપી અને તેને કહ્યું,—"હવે આ શિક્ષા ભોગવ્યા પછી ઘણું સંભાળજે; ફરીને એવું કામ કરતો ના !"

( ૨૪૯ ) **કંજુસનો સરદાર**—એક વહાણ મધ્યે પુષ્કળ રોકડ ચડાવવામાં આવી હતી, તે વહાણ ખરાબા ઉપર અથડાઇને ભાંગવા માંડ્યું, ત્યારે તે માંહેલા એક ખલાસી સિવાય સઘળા માણસો મછવામાં બેસીને કિનારે ગયા. પણ જે ખલાસી વહાણમાં રહ્યો તેની કોઈને ખબર નહોતી, તેથી નૌકાધિપતિએ એક બીજા ખલાસીને ફરમાવ્યું કે એક બીજો ફેરો મારી, વહાણમાં કોઇ ભૂલ્યે ચૂકે રહી ગયો હોય તેને લઈ આવ. એ હુકમ મુજબ તે મછવો લેઇ વહાણપર ગયો અને જુએ છે તો એક બીજો ખલાસી રોકડ નાણાનું એક પીપ ફોડી તે મધ્યેનું ઘણું નાણું રૂમાલપર પાથરીને બેઠોછે! તેને કિનારે લેઈ જવાનું કહ્યું ત્યારે તે બોલ્યો કે—આખો જન્મારો હું ગરીબ ને ગરીબ રહ્યો છું, પણ હવે આ વહાણનું સઘળું નાણું મારૂં પોતાનું સમજીને મેં એ નાણાંની સાથેજ મરવાનો ઠરાવ કર્યો છે—તે મૂરખાને ઘણુંએ સમજાવ્યું પણ ફોકટ. પેલું વહાણ ડૂબ્યું, તે સાથે તે મરણ પામ્યો!

(૨૫૦) **બારણું બંધ કરીને જાઓ**—ડીન સ્વીફ્ટ જો કે પોતાના નોકરો ઉપર ઘણો કૃપાળ હતો તોપણ તેનો એક મોટો હુકમ "**બારણું જતા આવતાં બંધ કરવું**" એ હતો. તે જો કોઈ તોડતું તો તે ઘણો ખીજવાતો. એક દિવસે એક નોકરને પાસેના ગામમાં પોતાની માને મળવા જવાની તેણે ખુશીથી રજા આપી; પણ નોકર અરધેક રસ્તે પહોંચ્યો હશે ત્યારપછી તેને ખબર પડી કે તે બારણું બંધ કર્યા વગર ચાલ્યો ગયો છે એટલે મારતે ઘોડે તેની પુંઠે તેણે એક બીજા નોકરને મોકલીને તેને પાછો તેડાવ્યો.

"**શું હુકમ છે સાહેબ**" તે નોકરે લાંબો ફેરો પડ્યો તેથી ખીજવાતાં તથા બીતાં બીતાં પૂછ્યું. સ્વીફ્ટે જવાબ આપ્યો "કાંઈ નહીં બા, ફકત એટલુંજ કે બારણું વાસીને જાઓ"!!!

(૨૫૧) **વાત ભોંયમાં દાટવી**!—જ્યારે શ્રી કૃષ્ણ રૂક્ષ્મણીને પરણી લાવ્યા, ત્યારે નારદ તેમને મળવા આવ્યા, તેમણે મશ્કરીમાં કહ્યું કે—મહારાજ, તમે કન્યા તો બહુ રૂપાળી લાવ્યા !!! ત્યારે કૃષ્ણે કહ્યું કે—નારદ, આ વાત ભોંયમાં દાટવી; કોઈને જાહેર કરવી નહીં. નારદે કહ્યું કે ઠીક છે. પછી એક કોશ લેઈને નારદ બારણે જઇને શરીઆમ રસ્તા ઉપર ખાડો ખોદવા લાગ્યા, ત્યારે રસ્તે જતા આવતા લોકોએ પૂછ્યું કે—"નારદજી આ શું કરોછો"? ના-

રદે કહ્યું કે "શ્રી કૃષ્ણ, રીંછડીને પરણી લાવ્યા છે તે વાતને અહીં ખાડો ખોદી દાટું છું" !!!

(૨૫૨) **ડોશીનો મિજાજ માતો નથી.**—એક ભાડુતી ગાડી અમદાવાદથી ધોળકે જતી હતી, તેમાં છ જણ બેશી શકે એટલો માર્ગ હતો; તેમાં એક ડોશી એક ભાડું ઠરાવીને બેઠી. પછી બીજી બાઇઓએ આવીને એ ગાડીત સાથે ભાડું ઠરાવવા માંડયું, ત્યારે તે ડોશીએ ગાડીવાળાને કહ્યું કે—એ બાઇઓને તું કયે ઠેકાણે બેસાડીશ? ગાડીવાને કહ્યું કે છ જણ બેસે એવડી મારી ગાડી છે, અને તમારૂં શરીર કાંઈ એવું જાડુ નથી કે તમે સમાઈ શકો નહીં. ડોશીએ કહ્યું—મારૂં શરીર તો સમાઇ શકે પણ ભાઈ, તમારી ગાડીમાં મારો મિજાજ સમાંઈ શકશે નહીં!!!

(૨૫૩) એક કંગાળ છોકરો પોતાના કાકા સાથે રહેતો હતો, તેને તેનો કાકો ખાવા પીવામાં તથા બીજી બાબતોમાં ઘણું દુઃખ આપતો હતો. એક દહાડો કાકો ભત્રિજો બન્ને, રસ્તે ચાલ્યા જતા હતા એટલામાં એક ઘણોજ દુર્બળ કુતરો તેઓની નજરે પડયો કાકાએ ભત્રિજાને પૂછ્યું,—"આ કુતરો કેમ મરવા પડયો હશે?" ભત્રિજે થોડીવાર વિચાર કરીને ઉત્તર આપ્યો,—"તે તેના કાકા પાસે રહેતો હશે એમ માલમ પડે છે!"

(૨૫૪) **સીધીભાઇની અક્કલ**—એક વાર એક સી-

ધીએ નવી ટોપી વેચાતી લીધી, પણ વરસાદ વરસતો હોવાથી તે ગજવામાં મૂકી ઉઘાડે માથે ચાલવા લાગ્યો. તે જોઇને કોઈએ કહ્યું કે—"ભલા માણસ, માથું કેમ પલાળે છે? ટોપી પહેરને. નહીં તો માથું દુખશે." સીધીભાઈ બોલ્યા—"એમાં તમારી અક્કલ નહીં પહોંચે. ટોપી તો મારી ખરાબ થાય તો મારા પૈસા જાય. મારૂં માથું તો મારા શેઠનું કહેવાય. ત્યારે તે દુખે એમાં મારૂં શું જાય?"

(૨૫૫) એક માણસ મરવા પડ્યો ત્યારે મોતથી ડરીને રડવા લાગ્યો, એટલે પાસે બેઠેલા તેના એક પ્રિયમિત્રે તેને સમજાવીને દિલાસો દીધો કે "ભાઇ, સૌને એક વખત મરવું છે, ત્યારે શા માટે રડે છે?" આ સાંભળીને પેલા મરવા સુતેલા મિત્રને માઠું લાગ્યું, તેથી તેણે ગુસ્સાથી કહ્યું કે—"બેવકૂફ, વળી એક વાર મરી જવું છે, તેનેજ હું રડું છું, બાકી જો પાંચ સાલ વખત મરવાનું હોત તો રડત શું તારૂં માથું ફોડવા?"

(૨૫૬) એક ફાટેલા મિજાજનો માણસ એક વાર પોતાના એક દરદી દોસ્તને જોવા ગયો. એ મિત્ર પોતાના દરદની પીડાથી એવો તો અશક્ત થઈ પડ્યો હતો કે તેનાથી બરાબર જવાબ પણ દેવાયી શકાયો નહીં. આ જોઈને પેલો ફાટેલા મિજાજનો મિત્ર બોલ્યો કે—"હું એ ખરે તો હમણાં ને હમણાં ઘેર જઈને આજારી પડું અને પછી તું મારી ખબર પૂછે ત્યારે મુંગો મંત્ર થઈને બેસું!"

(૨૫૭) એક ન્યાયાધિશે એક લાંબી દાઢીવાળા કેદીને

કહ્યું કે "તારી બુદ્ધિ તારી દાઢી પ્રમાણે મોટી—વિશાળ હશે, એમ મને લાગે છે." કેદીએ ઉત્તર આપ્યો કે—" સાહેબ, બુદ્ધિની પરીક્ષા કરવાનું આપે જે પ્રમાણ બતાવ્યું, તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આપ કેવળ બુદ્ધિ વિનાના છો !"

( ૨૫૮ ) **ઉતારૂઃ**—સાહેબ, વહાણ ઉપર હું કાંઈ ભૂલી ગયો હોઉં એમ જણાય છે.

**નૌકાધિપતિઃ**—સાહેબ, આ તમારો કોથળો, આ કંડિઓ, ને એ પેટીઓ છે.

**ઉતારૂઃ**—હા, બરાબર ! અને તોપણ કાંઇ રહી ગયું હોય એમ જણાય છે !

**નૌકાધિપતિઃ**—ચાલો સાહેબ, ઉતાવળ કરો, કાંઈ રહી ગયું નથી. તમારી બાઇડીને કેબીનમાંથી ઉપર બોલાવો, અને મછવામાં ઉતરી પડો.

**ઉતારૂઃ**—ખરેખર ! હા, યાદ આવ્યું ! મારી બાઈડીનેજ હું ભૂલી ગયો હતો !!

( ૨૫૯ ) એક વેળા એક તરૂણ પુરૂષે એક કુંભારને કહ્યું,—" તારો આ ગધેડો ઘણો ત્રાસદાયક છે. એ ભુકતો ન હોય, એવું મેં કદી જાણ્યું નથી. " કુંભારે ઉત્તર આપ્યો,—" મેહેરબાન, એમ નથી. તેનું અંતઃકરણ પ્રેમાળ અને દયાળુ છે. તે જ્યારે પોતાના મિત્રને દેખે છે ત્યારે તેનાથી બોલ્યા વિના રહી શકાતું નથી !"

(૨૬૦) એક માણુસ મરણને ખાટલે પડયો, ત્યારે તેણે કહ્યું કે—મારી મોટામાં મોટી ફતેહ એ છે કે કોઈ પણ

દિવસે મને મારી લખેલી એક પણ લિટિ છેકવી પડી નથી. લોકોએ જાણ્યું કે એ ઘણોજ કાબેલ લખનારો હશે, પણ પછવાડેથી માલમ પડ્યું કે એને બીલકુલ લખતાંજ આવડતું નહોતું.

(૨૬૧) એક સ્ત્રી રસ્તે ચાલી જતી હતી, ત્યારે તેનો કુતરો પછવાડે રહી જવાથી,—"ચાલ, જલદી ચાલ" એમ હાક મારતી હતી. એ સાંભળીને કોઈ જુવાન ગુલહોસી માણસે તેને પૂછ્યું,—"શું તમે મને બોલાવો છો?" સ્ત્રીએ ઉત્તર આપ્યો,—"ના; હું તો બીજા કૂતરાને બોલાવુંછું!"

(૨૬૨) એક જણ સંધ્યા કરવાને દેવની સામે પાટલા ઉપર બેઠો હતો, તેને તેના સ્નેહીએ કહ્યું કે—ચાલ ઉઠ, મને બેસવા દે; મારે સંધ્યા કરવી છે. પહેલો બોલ્યો—પાટલા વિના સંધ્યા નહીં થતી હોય? ત્યારે બીજાએ ઉત્તર આપ્યો કે—ભાઈ, સાચી સંધ્યા કરવી હોય તેને તો પાટલો ન જોઈએ, પણ નામની કરી દેખાડવી હોય તેને તો સઘળો ઠાઠ જોઇએ ખરો!

(૨૬૩) હજુ લગ્ન થયાંને ઘણા દિવસ થયા નથી એવી કોઈ સ્ત્રીએ ઘેરમાંથી પોતાના પતિને ખાંનગી રૂમમાં આવતો જોઇને હળવેથી તેની પાછળ જઈ તેનું ચુંબન લીધું. એથી મૂર્ખ જેવો તેનો પતિ તેનાપર ગુસે થઇને બોલ્યો.—"તેં એવું નિર્લજપણું શા માટે કીધું?" સ્ત્રીએ ઉત્તર આપ્યો,—"મેં ભુલ કીધી. તમે છો એમ મેં જાણ્યું હોત તો એવું કામ કદાપિ કરત નહીં!"

## હસાહસ બીજા ભાગનું સાંકળિયું.